॥ ॐ तत्सत् ॥

'माल्यं कस्या विचित्र पुष्परीचतं प्रीत्यै न मंजायते,'

( ભક્તિ વૈરાગ્ય જ્ઞાનરૂપી ચિત્ર વિચિત્ર પુષ્પોથી રચાએલી માળા કોની પ્રીતિ ઉત્પન્ન નહીં કરે. )

॥ શ્રી ॥

# વેદાંત વિલાસ.

## પદ્યાત્મક

ચતુર્થ આવૃત્તિ *** પ્રત ૫૦૦

જીજ્ઞાસુ જન હિતાર્થે

શ્રી ગુરૂ આજ્ઞાથી પ્રકાશક

વીરમગામ નિવાસી ગુરૂભક્ત

દવે મણીલાલ મોહનલાલ.

પરિ પક્વમનો યેષાં કેવલોયંચ સિદ્ધિદઃ

ગુરુ દૈવત ભક્તાનાં સર્વં સુલભં ભવેત.

સંવત ૧૯૭૮ *** ફાલ્ગુન શુક્લ ૮



શ્રી અમરસિંહજી પ્રી. પ્રેસમા પઠાણ નુરખાન અમીરખાન

વકીલે છાપ્યું. લાલદરવાજા-અમદાવાદ.

***

અધિકારીઓને વિના મૂલ્યે.

॥ ॐ तत्सत् ॥

'माल्यं कस्या विचित्र पुष्परीचतं प्रीत्यै न मंजायते,'

( ભક્તિ વૈરાગ્ય જ્ઞાનરૂપી ચિત્ર વિચિત્ર પુષ્પોથી રચાએલી માળા કોની પ્રીતિ ઉત્પન્ન નહીં કરે. )

॥ શ્રી ॥

# વેદાંત વિલાસ

## પદ્યાત્મક

ચતુર્થ આવૃત્તિ *** પ્રત ૫૦૦

જીજ્ઞાસુ જન હિતાર્થ

શ્રી ગુરૂ આજ્ઞાથી પ્રકાશક

વીરમગામ નિવાસી ગુરૂભક્ત

દવે મણીલાલ મોહનલાલ.

પરિ પકવં મનો યેષાં કેવલોયંચ [illegible]

ગુરુ દૈવત ભક્તાનાં સર્વેષાં સુખં ભવેત.

સવંત ૧૯૭૮ *** ફાલ્ગુન શુકલ ૮



ધી અમરસિંહજી પ્રી. પ્રેસમાં પઠાણ નુરખાન અમીરખાન

વકીલે છાપ્યું. લાલદરવાજા–અમદાવાદ.

***

અધિકારીઓને વિના મૂલ્યે.

# સુચના.



આ પુસ્તક શ્રી જામનગરમાં સદ્બોધ પ્રવર્ત્તક શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ આચાર્ય સદ્ગુરુશ્રી ભગવાનજી વિશ્વનાથજી પાસે; શ્રી ગુરૂસ્થાન; તેમજ અમદાવાદ ખાડીઆ; ધોળેશ્વર મહાદેવના મંદિરમાં ગુરૂભકત મહેતા બાપાલાલ હરીલાલ મારફ્ત મળશે.

દેશાવરવાળાઓએ ઉપરને શીરનામે પત્રવ્યવહાર કરવો અને એક આનાની ટિકીટ સાથે મોકલવી.

સુજ્ઞ સેવા સમુત્સુક ગુરૂભકત

**મોતીલાલ રવીશંકર ઘોદા વકીલ**

તંત્રી.

# અર્પણપત્રિકા.

સદ્‌બોધપ્રવર્ત્તક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્ય
સદ્‌ગુરૂવર્ય

## શ્રી ભગવાનજી વિશ્વનાથજી

જામનગર

નદીઓને જેમ સમુદ્ર તેમ સકળ શાસ્ત્રોને પર્ય-વસાન પામવાના એક સ્થાનરુપી વેદાંતશાસ્ત્રરુપ સૂર્યનો પ્રકાશ પાડી ગુરુ વિશ્વનાથજીએ જગતને અજ્ઞાનરુપ અંધારામાંથી મુક્ત કરેલું છે. તેમાં પણ આ જામનગરમાં સધ્ધર્મ પ્રવર્ત્તાવવાનું પ્રથમ માન એ મહાત્માનેજ યોગ્ય છે. હાલમાં આપ પણ તે મહા-ત્માની પેઠેજ નિત્ય સાંજસવાર વેદાંત શ્રવણ કરાવી લોકોને સંસાર સમુદ્રથી તારક ઉત્તમ ઉપદેશ નિસ્પૃહ રહી સ્ફુટ રીતે આપી, સનાતન વેદધર્મની વૃધ્ધિ થવા તન, મન અને ધનથી પણ પ્રયત્ન કરોછો. જેથી

"ત્વદીયં વસ્તુ ગોવિંદ તુભ્યમેવ સમર્પયે"

એ પ્રમાણે આ પુસ્તક આપનેજ અર્પણ કરવું યોગ્ય છે.

શ્રી ગુરૂ કૃપાકાંક્ષી
**મણીલાલ મોહનલાલ દવે**
તથા
**મોતીલાલ રવીશંકર ઘોડા વકીલના**
સાષ્ટાંગ દંડવત પ્રણામ

# પ્રસ્તાવના.

## ૐ તત્સત્

### શ્રી સદ્ગુરુ શ્રી વિશ્વેશ્વરો વિજયતે

ચતુર્થાવૃત્તિ ઉપોદ્ઘાત:—

વેદાંતવિલાસ એ પરિભાષા, મુમુક્ષુ વર્ગથી અજ્ઞાત નથી. જેની ત્રણ આવૃત્તિ અધિકારી જન સમક્ષ પ્રસિદ્ધમાં આવેલ છે. અને અલ્પ સમયમાંજ, ચતુર્થ આવૃતિ પ્રસિદ્ધ કરવાનો સયોગ પ્રાપ્ત થયો તેમજ તંત્રી તરીકે કાર્ય કરવા હું ભાગ્યશાળી થયોછું. તેથી મારા અંતરમાં અત્યંત આનંદ ઉદ્ભવે છે.

તે સુયોગનું નિમિત્ત—

શ્રી જામનગર મુખ્ય ગુરૂ સ્થાનાધિષ્ઠિત **સદ્બોધ પ્રવર્તક શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ આચાર્ય સદ્ગુરૂશ્રી ભગવાનજી વિશ્વનાથજી** ના સદ્પુત્ર, વે. વ્યા. વા. ગુરૂશ્રી કૃષ્ણલાલજી હાલ થોડા સમયથી અમદાવાદમાં, વેદાંત જીજ્ઞાસુઓને, સાયં, પ્રાતઃ, વેદાંત શ્રવણનો અપ્રતીમ લાભ આપી રહેલ છે. તેમના વ્યાખ્યાન પ્રસંગે સમયે સમયે, વેદાંત વિલાસની, રસીક અને રહસ્ય યુક્ત કવિતાઓ, શ્રોતૃ વર્ગના કર્ણદ્વારા, હૃદય અધિષ્ઠિત થઇ. તેથી કેટલાક જીજ્ઞાસુના આગ્રહ ચતુર્થ આવૃત્તિ છપાવવાના સુયોગમાં નિમિત રૂપ થયો.

વિશેષ વિજ્ઞાપન:—

આ ચતુર્થ આવૃત્તિમાં મુમુક્ષુઓને વિશેષ લાભ મળે તે હેતુથી, વેદાંત વિલાસ ભાગ બીજો, ભાગ ત્રીજો, એવી સંકલના નહિં રાખતાં ગુરૂશ્રીના શિષ્ય રંગિનદાસ, નારદલાલ તથા ઠાકોરદાસની કેટલીક કવિતાઓ વિશેષમાં દાખલ કરેલ છે.

આ ચતુર્થ આવૃત્તિ છપાવવામાં નિમિત ભુત થયેલ ગૃહસ્થોનો હું મારા અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું. અને શ્રી સદ્ ગુરૂદેવ પાસે પ્રાર્થના કરૂંછું કે, આવા કાર્યમાં નિમિત્તરૂપ થવાનો સયોગ નિરંતર સર્વને પ્રાપ્ત થાઓ.

॥ ઇતિ શિવં ॥

॥ ૐ ॥

મહદનુગ્રહાભિલાષી શ્રી સદ્ગુરૂ

ચરણાંતેવાસી

**તંત્રી મોતીલાલ ર શંકર ઘોડા**

**વકીલના જયસચ્ચિદાનંદ.**

# અનુક્રમણીકા.


| નંબર | વિષય. | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧ | સદ્‌ગુરૂમાહાત્મ્ય. | ... | ૧ |
| ૨ | સદ્‌ગુરૂશરણ ગ્રહણ કરવા વિષે. | ... | ૨ |
| ૩ | સ્વરૂપાનુ સંધાન. | ... | ૪ |
| ૪ | સ્થૂલદેહાતીત સ્વરૂપ વર્ણન. | ... | ૬ |
| ૫ | પ્રપંચ વ્યતિરિક્ત સ્વરૂપદર્શન. | ... | ૭ |
| ૬ | જ્ઞાન મહત્વ. | ... | ૮ |
| ૭ | સદ્‌ગુરૂ પરાયણતા. | ... | ૯ |
| ૮ | સદ્‌ગુરૂ સ્તવન. | ... | ૧૦ |
| ૯ | સ્વાત્મ નિષ્ઠા. | ... | ૧૧ |
| ૧૦ | જીતેંદ્રય પુરૂષની ઉત્તમતા. | ... | ૧૨ |
| ૧૧ | સચ્ચિદાનંદ દર્શન. | ... | ૧૩ |
| ૧૨ | સત્સમાગમ સુખ. | ... | ૧૫ |
| ૧૩ | મનુષ્ય દેહની સાર્થકતા. | ... | ૧૬ |
| ૧૪ | વિષય સુખનું મિથ્યાપણું. | ... | ૧૭ |
| ૧૫ | સત્સંગતિની આવશ્યક્તા. | ... | ૧૮ |
| ૧૬ | મુમુક્ષુ કર્તવ્ય. | ... | ૧૮ |
| ૧૭ | વિષયાવરોધક શિક્ષા. | ... | ૧૯ |
| ૧૮ | ગુરૂ પ્રભાવ. | ... | ૨૦ |
| ૧૯ | જીવ અને બ્રહ્મની એકતા. | ... | ૨૧ |
| ૨૦ | અદ્વૈત દર્શન. | ... | ૨૨ |
| ૨૧ | દ્વૈત ભાવનો ત્યાગ. | ... | ૨૩ |
| ૨૨ | જ્ઞાનની પરાકાષ્ઠા. | ... | ૨૩ |
| ૨૩ | સબળ સાધન ગુરૂકૃપા. | ... | ૨૪ |
| ૨૪ | સસંગનૌકા. | ... | ૨૫ |
| ૨૫ | સર્વવ્યાપક પરમાત્માની એકતા. | ... | ૨૫ |
| ૨૬ | સદ્‌ગુરૂ સેવાનો અલૌકિક પ્રભાવ. | ... | ૨૬ |
| ૨૭ | સદ્‌ગુરૂનું નીરાજન. | ... | ૨૭ |
| ૨૮ | જગતનું મિથ્યાપણું. | ... | ૨૮ |
| ૨૯ | સદ્‌ગુરૂનું દયાળુપણું. | ... | ૨૯ |
| ૩૦ | સ્વરૂપાસંધાન પૂર્વક ગુરૂસ્તુતિ. | ... | ૩૦ |
| ૩૧ | સદ્‌ગુરૂ રામસ્તવન. | ... | ૩૧ |
| ૩૨ | બ્રહ્માનંદ ઉલ્લાસ. | ... | ૩૨ |

| | | |
|---|---|---|
| ૩૩ | અજ્ઞાન નિદ્રામાંથી જાગૃત કરવા વિષે. ... | ૩૬ |
| ૪૩ | મનુષ્યપણાનું સાફલ્ય. ... | ૩૭ |
| ૩૫ | સંસારમાં આસક્તને ભક્તિનો ઉપદેશ. ... | ૩૮ |
| ૩૬ | સંસારમાં દોષ દર્શન. ... | ૩૯ |
| ૩૭ | અજીતેંદ્રિયને ઉપાલમ્ભ. ... | ૪૧ |
| ૩૮ | કાયર નરને શિક્ષા. ... | ૪૧ |
| ૩૯ | વૈરાગ્યોત્પાદન. ... | ૪૨ |
| ૪૦ | ચેતવણી. ... | ૪૩ |
| ૪૧ | કર્તવ્ય બોધ. ... | ૪૫ |
| ૪૨ | આત્મ જ્ઞાન માટે સદ્ગુરૂ શરણની આવશ્યકતા. | ૪૬ |
| ૪૩ | ગુરૂપ્રતિ મુમુક્ષુની વિજ્ઞપ્તિ ... | ૪૭ |
| ૪૪ | સાધન અનુષ્ટય. ... | ૪૮ |
| ૪૫ | સેવન યોગ્ય મોક્ષ સાધન. ... | ૪૦ |
| ૪૬ | સાધનનું સાફલ્ય. ... | ૫૦ |
| ૪૭ | બંધ-મોક્ષ. ... | ૫૧ |
| ૪૮ | પરોક્ષાપરોક્ષ જ્ઞાન. ... | ૫૧ |
| ૪૯ | સત્સંગ મહિમા, ... | ૫૨ |
| ૫૦ | સત્સમાગમ. ... | ૫૩ |
| ૫૧ | દેહાત્મબુદ્ધિ. ... | ૫૩ |
| ૫૨ | સ્થુળદેહ સ્પષ્ટીકરણ. ... | ૫૪ |
| ૫૩ | સવિકાર દેહથી નિર્વિકાર આત્માનું જુદાપણું. | ૫૬ |
| ૫૪ | બ્રહ્માનંદ પ્રાપ્તિનું વિઘ્નોચ્છેદક સાધન. ... | ૫૭ |
| ૫૫ | અખંડાનંદમાં સ્થિતિ. ... | ૫૭ |
| ૫૬ | સ્વયંદેવ. ... | ૫૮ |
| ૫૭ | બ્રહ્મભજન કરવા વિષે. ... | ૫૯ |
| ૫૮ | બ્રહ્મવિચારનું અત્યુત્તમફળ. ... | ૫૮ |
| ૫૯ | બ્રહ્મનું અદ્વૈતપણું. ... | ૬૦ |
| ૬૦ | શિવસ્વરૂપ પ્રાપ્તિવર્ણન. ... | ૬૧ |
| ૬૧ | જીવન્મુક્ત. ... | ૬૨ |
| ૬૨ | નિર્વિકલ્પ સમાધિ. ... | ૬૩ |
| ૬૩ | સ્વરૂપચિંતન. ... | ૬૩ |
| ૬૪ | ભક્તિ પ્રભાવ. ... | ૬૪ |
| ૬૫ | પરમહંસદશા. ... | ૬૫ |
| ૬૬ | પુષ્પાંજલિ. ... | ૬૫ |
| ૬૭ | પુજ્યપાદ શ્રી રામગુરૂની સ્તુતિ. ... | ૬૬ |

૬૮ જ્ઞાન કટારી. ... ૬૬
૬૯ મતાગ્રહ તજવાવિષે. ... ૬૮
૭૦ સત્યાસત્ય. ... ૬૮
૭૧ અનુભવમસ્ત. ... ૬૯
૭૨ જીવનમુક્તિ ઉલ્લાસ. ... ૭૦
૭૩ અજરામર પદ. ... ૭૧
૭૪ પ્રાતઃ સ્મરણ. ... ૭૧
૭૫ ભજનધ્વનિ. ... ૭૨
૭૬ તૃષ્ણાદોષદર્શન. ... ૭૨
૭૭ બ્રહ્મવિદ્યાપ્રભાવ. ... ૭૩
૭૮ અસત્યવિશ્વાષ્ટક. ... ૭૪
૭૯ નિજાનંદ. ... ૭૫
૮૦ અગમ્યરાહ. ... ૭૫
૮૧ દીપોત્સવી. ... ૭૬
૮૨ મનશુદ્ધિ. ... ૭૭
૮૩ જાગૃતિનો ઇસારો. ... ૭૮
૮૪ સંયમ સુખ. ... ૭૮
૮૫ દુઃસંગ દોષ. ... ૮૦
૮૬ મનમાખી. ... ૮૦
૮૭ શ્રવણ મનન મહિમા. ... ૮૧
૮૮ બ્રહ્મભાવના. ... ૮૨
૮૯ આપાત બોધ લક્ષણ. ... ૮૨
૯૦ દુઃખનું મુળ. ... ૮૩
૯૧ આત્મવિલાસી વસંત. ... ૮૪
૯૨ હોરી બીજી. ... ૮૫
૯૩ વિવર્તવિકાર સમક. ... ૮૬
૯૪ જગરચના. ... ૮૬
૯૫ વિશ્વસ્વરૂપ. ... ૮૭
૯૬ ચિદાત્મ ચમત્કૃત. ... ૮૮
૯૭ અનુભવોદ્ગાર. ... ૮૯
૯૮ વિશ્વરૂપ દર્શન. ... ૯૦
૯૯ જ્ઞાનીની ગતિ. ... ૯૧
૧૦૦ મૂર્ખમતિને શિક્ષા. ... ૯૨
૧૦૧ કુદરતની બલિહારી. ... ૯૩
૧૦૨ શ્રીકૃષ્ણક્રિડા. ... ૯૪

| | | | |
|---|---|---|---|
| ૧૦૩ | સાચી સમજ ( સમ્યક દર્શન ) | ... | ૯૬ |
| ૧૦૪ | અસારનું સાર. | ... | ૯૬ |
| ૧૦૫ | સામાન્ય સ્વરૂપ. | ... | ૯૭ |
| ૧૦૬ | માયાની છાયા. | ... | ૯૮ |
| ૧૦૭ | અજ્ઞાન બોધ. | ... | ૯૯ |
| ૧૦૮ | મિથ્યા " મારૂં " " મારૂં " | ... | ૯૯ |
| ૧૦૯ | ગાફલને જાગૃતિ. | ... | ૧૦૦ |
| ૧૧૦ | સત્યપરાયણતા. | ... | ૧૦૦ |
| ૧૧૧ | વિચિત્રતા. | ... | ૧૦૧ |
| ૧૧૨ | ઇશ્વરીતાળાં. | ... | ૧૦૨ |
| ૧૧૩ | અંધનગરીનો ન્યાય. | ... | ૧૦૨ |
| ૧૧૪ | ગાઢનિદ્રા. (અજ્ઞાનરૂપી) | ... | ૧૦૩ |
| ૧૧૫ | નર કે વાનર, | ... | ૧૦૪ |
| ૧૧૬ | મહાશત્રુ. | ... | ૧૦૫ |
| ૧૧૭ | વૈરાગ્ય સુખ, | ... | ૧૦૫ |
| ૧૧૮ | સબુરી માહાત્મ્ય. | ... | ૧૦૬ |
| ૧૧૯ | કર્મ છટા. | ... | ૧૦૭ |
| ૧૨૦ | અનુકંપા. | ... | ૧૦૮ |
| ૧૨૧ | પુજન પ્રકાર. | ... | ૧૦૯ |
| ૧૨૨ | વસ્તુ સ્વભાવ. | ... | ૧૦૯ |
| ૧૨૩ | વસ્તુ વિલાસ. | ... | ૧૧૦ |
| ૧૨૪ | કૃત કૃત્યતા. | ... | ૧૧૧ |
| ૧૨૫ | ગુરૂ સ્તુતિ. | ... | ૧૧૨ |
| ૧૨૬ | અમૃતમયતા. | ... | ૧૧૩ |
| ૧૨૭ | પરમાનંદ પ્યાલી. | ... | ૧૧૪ |
| ૧૨૮ | પ્રેમ રસ. ( બ્રહ્માનંદ ). | ... | ૧૧૫ |
| ૧૨૯ | અધિકારની આવશ્યકતા. | ... | ૧૧૬ |
| ૧૩૦ | કરશું કરશું. | ... | ૧૧૭ |
| ૧૩૧ | વિશ્વનો વરતારો. | ... | ૧૧૮ |
| ૧૩૨ | ઉપરતિના ઉદ્દગાર. | ... | ૧૧૯ |
| ૧૩૩ | હિંડોળો. | ... | ૧૨૦ |
| ૧૩૪ | જ્ઞાનની દશા. | ... | ૧૨૧ |
| ૧૩૫ | શીતળતા. | ... | ૧૨૨ |



શ્રી સદ્દગુરૂભ્યો નમઃ

# શ્રી વેદાંત વિલાસ.

## સદ્‌ગુરુમાહાત્મ્ય.



### લાવણી ૧ લી.

( મિલા મોય ગુરુ બ્રહ્મજ્ઞાની જીન કિયા
અભય ભવ—એ ઢાળ. )

પ્રથમ પ્રણામ કરૂં સદ્દગુરૂકોં,
વિશ્વનાથ વ્યાપક સારે;
જિન હમકું નિજ રૂપ દિખાયો,
ચરન નાવ ભવ જલ તારે. ટેક.
નામ રૂપ દેખી મત ભૂલો,
ગુરૂ પરાસેં હે પારે;
જેસેં નભ સર્વાંતર વ્યાપક,
ફેર સબીસેં હે ન્યારે.
પદ પદાર્થકોં ન્યારે કરિકેં,
લક્ષ્ય અર્થ જો નિરધારે;
તબ અનુભવ હોવે ઇન પદકો,
ગુરૂ મહિમા અપરંપારે. પ્રથમ પ્રણામ. ૧
ગુકાર કહતે ગુણાતીતકોં,
રુકાર રૂપરહિત કા'વે;
વિશ્વ શબ્દકો અર્થ જગત હે,

નાથ નિયંતાકોં ગાવે.
ગુણાતીત અરૂ રૂપરહિત સો,
જગતનિયંતા ગુરૂ મેરા;
શ્રી સદ્ગુરુજી વિશ્વનાથકા,
ચૌદ લોકમેં હે ડેરા. પ્રથમ. ૨.
વશિષ્ઠ, નારદ, શુક, પારાશર,
વ્યાસ ગુરૂ પદ વિસ્તારે;
જનક અરૂ અષ્ટાવક્રાદિક,
ગુરૂ પદ નિત ચિતમેં ધારે.
વેદ વેદાંત ભાગવત ગીતા,
સબ ગુરૂકો મહિમા ગાવે;
ગુરૂ ગીતામેં શિવ, શકિતકોં,
એસા અનુભવ દિખલાવે. પ્રથમ. ૩
અલ્પ બુદ્ધિસેં મેં કયા બરનું,
ગુરૂમહિમા અપરંપારે;
સાગરમેં એક બુંદ બરાબર,
હમેં કિયાહે બિસ્તારે.
પૂરણુ બ્રહ્મ સ્વરૂપ ગુરૂકો,
એસા નિશ્ચય જો ધારે.
કહે ડોસા નિર્ભય નર હોવે,
જબ મારત હે જમ સારે. પ્રથમ. ૪

## સદ્ગુરુશરણુ ગ્રહણુ કરવા વિષે.

### લાવણી ૨ જી.

( ઢાળ ઉપર પ્રમાણે. )

સદ્ગુરૂરૂપી નાવ છોડિકેં,
નાવ પથરકી કયું ધારે ?
એહી નાવમેં બેઠી ભાઇ તુમ,

કયું કરકેં ઉતરો પારે. ટેક.

નરદેહી દેવનકું દુર્લભ,
સો સુલભ હુઇ હે તારે;
ઇસી દેહમેં નહિ સમજ તો,
ફિર ચોરાસી અવતારે;
અંડજ સ્વેદજ ખાન જરાયુજ,
ઉદ્‌ભિજ યહી સમઝો ચારે;
બોત દિનોં ઉનમેં ભટકે તું,
અબે સમજ મેરે પ્યારે. સદ્‌ગુરૂ. ૧

અસદ્‌ગુરૂ અનરથકે હેતુ,
સંગ ઉનુંકા કયું ધારે !
સુખ સુપનેમેં નહિ દરશાવે,
ધન ધૂતે જયું ઠગ સારે.
ધન દેખી ધૂતા જયું હેરત,
સ્વારથ સબ અપના સારે;
ધન ધૂતીકેં ધક્કા દેવે,
કાલહિંકે મુખમેં ડારે. સદ્‌. ૨

બેદ અર્થ ઉલટા સમઝાવે,
દ્વૈતભાવના નવ ટારે;
વિષયવાસના દેત બઢાઈ,
જયું અગ્નિમેં ઘૃત ડારે.
કર્મરૂપ અગ્નિ ઉપજાવે,
વિષયકામના ઘૃત ડારે,
ઉસ અગ્નિમેં દેત ઝુકાઈ,
આપ જરે પરકું જારે. સદ્‌. ૩

ભવસમુદ્ર તરનેકી ઇચ્છા,
જો ઉરમેં તું નિરધારે;
શરન ગ્રહે શ્રોત્રિય સદ્‌ગુરૂકા,
તુર્ત લગાદેવે પારે.

"તત્વમસિ" પદ દેત દિખાઈ,
જો વસ્તુ વ્યાપક સારે;
ઓહિ રૂપ તુજકું કરદેવે,
કીટભ્રમરવત હે પ્યારે. સદ્. ૪

દેખનમાત્ર શરીર ગુરૂકા,
વિગુન બ્રહ્મ વ્યાપક એહી;
ભકતનકે ઉદ્ધારન કારન,
ગુરૂ ધરે હે નરદેહી.
મનુજ બુદ્ધિ ગુરૂમેં મત કરનાં,
વિશ્વનાથ સબસેં ન્યારે;
કહે ડોસા "સોહં" પદ પાયો,
ચરન કમલકી બલિહારે. સદ્. ૫

## સ્વરૂપાનુસંધાન.



### લાવણી ૩ જી.

(ઢાળ ઉપર પ્રમાણે)

ભૂલ ગયો તું રૂપ તિહારો,
દેખ બિચાર કરી દિલમેં;
સમજ મૂઢ નર કયું ધાવત હે,
મિથ્યા મૃગતૃષ્ણા જલમેં;
પૂરન બ્રહ્મ સ્વરૂપ તિહારો,
ભૂલ ગયો માયા બલસે;
સોફિર તિનકું દેખ તપાસી
ગુરૂ વાકય અતિ નિર્મલસે. ભૂલ. ૧
આતમસેં અજ્ઞાન હુવા ફિર,
ભેદભાવ હોવે તિનસ;

ભેદભાવસેં અનુકુલ પ્રતિકૂલ,
રાગ દ્વેષ હોવે ઉનસેં;
રાગદ્વેષસેં પુન્ય પાપહે,
પુન્ય પાપસેં દેહ ધરે;
સુખ દુખ દોનું સમજ દેહ કેરી,
સંશય તેરા દૂર પરે, ભૂલ. ૨
અનુકૂલ પ્રતિકૂલ રાગ દ્વેષકા,
ભેદભાવ કારન જાને;
ભેદભાવકા કારનહે,
અજ્ઞાન એકતું પેંચાને;
ઈન સબકા તું જાનનહારા,
તું ઈન સબસેંહે ન્યારે,
(દષ્ટાંત) ઘટ હોવે નહિ કોઈ કાલમેં,
ઘટકે જો દેખનહારે. ભૂલ. ૩
ભાસતહે સબ રચના તુજકોં,
જાન અવિદ્યા સૃષ્ટિ,સેં;
હુવા નહિ કછુ હે નહિ તુજ બિન,
દેખ જ્ઞાનકી દૃષ્ટિસે;
રજ્જુ સર્પ અરુ શુકિતરજતવત,
મિથ્યા મિથ્યા સબ જાને;
સ્તંભપુરુષ અરુ ઇંદ્રજાલવત,
જગ મિથ્યા મિથ્યા માને. ભૂલ. ૪
વેદ અરૂ વેદાંત ભાગવત,
ગીતા સબમેં એહિ લિખે;
ગુરૂબચન અરૂ અનુભવ મેરા,
જહાં તહાં મુજ રૂપ દિખે;
ગુરૂ હમારા વિશ્વનાથ હે,
ન્યારા જગકી છલબલ*સેં;
ડોસાકે દુખ દૂર હુવે સબ,
જનકી પૂર્ણ કૃપાવલસેં. ભૂલ. ૫

---

* પ્રપંચ

# સ્થૂલદેહાતીત સ્વરુપવર્ણન.

## લાવણી ૪ થી.

( બરડેમેં બિરાજે શંભુ એ ઢાળ )

તું મત ભૂલે નર દેખી તેરા તન મોટા, તેરા તન મોટા,
કર બિચાર અંતર માંહિ, જાન સબ ખોટા. ટેક.

ઈસ તનમેં કયાહે વસ્તુ દેખ તપાસી,
દુર્ગંધી, અશુચિ, દિખાત, સદા દુખરાસી;
કહું ભિન્ન ભિન્ન કરી દેખ તપાસી ભાઈ,
ફિર દૂર કરે અભિમાન સમજ મનમાંહી. તું મત. ૧

અથસ્થિ અરુ નાડી, માંસ રુધિર સબ ઠોરે;
ઉપર સબ ઈનકું ચર્મસે દિલિપટોરે;
નવદ્વાર ભરી દુર્ગંધ પ્રગટ તુમ પેખો,
વિષ્ટા મૂત્રાદિક ભીતર ભરીહે દેખો. તું મત. ૨

જવર શોકાદિક રોગાદિકકાં ઓહે થાના,
રજ વીર્ય દોનું મિલી બના એક ઇનશાના;
એસે ઃસ તનકું આપ કરી જો માને,
મતિ મંદા કયું નહિ પરે નર્કકી ખાને. તું મત. ૩

ઇસ તનકું જાનનહાર વસ્તુ હે ન્યારી,
ગુરુમુખકે અનુભવસેં સમજે નરનારી;
સતસંગ કરે દિનરેન એહિ પદ પાવે,
સો કાલ જાલમેં ફેર કબુ નહિ આવે. તું મત. ૪

ઈસતનકા તુ હે સુખ દુખ જાનનહારા,
નિશ્ચય કર અંતરમાંહી ઉતર ભવ પારા;
ગુરુ વિશ્વનાથને દયા કરીકે દીના,
ડોસાને એહિપદ નિશ્ચય કરકેં લીના. તું મત ૫

# પ્રપંચવ્યતિરિક્ત સ્વરુપદર્શન.



## લાવણી ૫ મી

( ટુકી ચાલની. )

કયા ગાનાં ફોગટકા ગાતે, હમકું સમજાવે;
ઐસા જ્ઞાન બતાદે જિનકું, નિગમ નેતિ ગાવે. ટેક.

જંત્ર મંત્ર અરુ તંત્ર જગતમેં, સબ જૂઠા જાને;
નટવિદ્યા અરુ ભાંડ ભવાઈ, સબમેં દુખ માને;
ગાન તાન અરુ નાચ રંગ સબ સ્વારથ દિખલાવે;
ભુવા ભરેરા ભૂત પ્રેતસેં, હમ નહિ ડર પાવે.
કયા ગાનાં. ૧

ગારૂડી અરૂ ઈંદ્ર જાલકું, સબ દેખન જાવે;
અજ્ઞાની અરુ મૂરખ પામર, ઉસેં મોહ પાવે;
દમડી દમડી આપહી માગત, મ્હોરાં[1] દિખલાવે;
મૂઢમતિકું સૂજ પરે નહિ, બેર બેર ધાવે.
કયા ગાનાં. ૨

દેખ તમાસા હમ દિખલાવે, જિનસેં સુખ પાવે;
ચાર બેદ ખટસાસ્ત્ર સબેંમિલી, જિનકે જશ ગાવે;
ઇચ્છાસેં માયા ઉપજાઇ, રજ તમ સત ભાવે;
તીનગુન કે રૂપ હે બ્રહ્મા, વિષ્ણુ રુદ્ર કા'વે.
કયા ગાનાં. ૩

તીન રુપ માયાકે બલસેં સૃષ્ટિ ઉપજાવે;
પંચભૂતસેં ઠાઠ રચે સબ, જો નજરૂ આવે;
નભસેં વાયુ, અગ્નિ વાયુસેં, તાસેં જલ પ્રગટે;
જલસેં પૃથ્વી, અન્ન પૃથ્વીસેં, તિનકો વીર્ય* ઘટે.
કયા ગાનાં. ૪

---

૧ સોના મોહોરે. રૂપિયા વગેરે.

એક ખુંદસેં સબ કછુ રચના, અદભુત ખેલ કીયો;
નખ શિખ સુંદર રૂપ રચેસો, આપાહું દેખ લીયો;
એહી ખેલ તું દેખ બિચારી, ઉનમેં મહાસુખહે;
જૂઠા ખેલ સબેં તજ ભાઈ, ગુરૂમુખ સમજી લે.

કયા ગાનાં. ૫

એસી રચના જિને બનાઈ, ઓઈ રૂપ તું હે;
ઉનમેં તુજમેં ભેદ નહીંસો, ચારો બેદ કહે;
વિશ્વનાથ ગુરૂ હે શિર મેરે, ઉનકો ધ્યાન ધરે;
કહે ડોસો સબ દૂર કરી, ચરનુંકી આશ કરે;

કયા ગાનાં. ૬

---

## ज्ञानमहत्व.



### પ્રભાતી ૧ લી

(ઢાળ ઉપર પ્રમાણે)

કર્મતણા ફલમાં શું અટકો,
અંતે છે દુખદાઈરે;
બ્રહ્મ વિચાર નિમિષભર કરતાં,
તે ફલ સેંજ સુહાઈરે. કર્મતણા. ટેક

પ્રાપ્ત થવાનું જે ફલ ધારે,
અડસઠ તીરથ નાઈરે;
ક્ષણભર આત્માવચારતણું ફલ,
સહસ્ત્રગણું સુખદાઈરે. કર્મતણા. ૧

---

*અન્નથી વીર્ય ઉત્પન્ન થાય છે.

પૃથ્વીદાનથકી વધતું ફલ,
તત્વવિચારનું ભાઇરે;
ગીતામાં પણ કહી ગયા છે,
શ્રીપતિ મુખથી ગાઇરે. કર્મતણા. ૨
અશ્વમેઘ શત યજ્ઞ કર્યેથી,
સ્વર્ગ લોકમાં જાઇરે;
ક્ષીણે પુણ્યે મૃત્યુ લોકે,
પાછો ત્યાંના ત્યાંઇરે. કર્મતણા. ૩
આતમવિચાર ઘડીભર કરવા,
મનની કર સ્થિરતાઈરે;
તે ફલથી તુજ પિતૃ ઉદ્ધરશે,
સ્વર્ગ લોકની માંહીરે. કર્મતણા ૪
વેદવચન ગુરૂમુખે સુણીને;
ધારે અંતરમાંહીરે;
વિશ્વનાથ ગુરૂ પ્રસાદ ડોસા,
અનહદ કીન કમાઇરે. કર્મતણા. ૫

---

# સ ગુરુપરાયણતા.



## પદ.

( ભૈરવ, બિભાસ, કલ્યાણ વગેરેમાં ગવાશે. )

મેરે સખા સદ્દગુરૂ બિન દુસરા નહિ કોઈ;
જિનકે બોધ પાઈ જન્મમરણવ્યથા ખોઈ. મેરે. ટેક.
બ્રહ્મા અરૂ વિષ્ણુ, રૂદ્રદેવ મેરે ઓઈ;
સદ્દગુરૂસેં અધિક ચૌદ લોકમેં ન કોઈ. મેરે. ૧

જ્ઞાન, દાન, ધ્યાન, સબૈ તુમસેં સફલ હોઈ;
તુમબિના કૃપાકટાક્ષ કરકેં કોન જોઈ? મેરે. ૨

માત તાત ભ્રાતનકી રીતી સબ જોઈ;
તુમસેં અધિક નાહિં નાથ નિશ્ચય હે ઓઇ. મેરે. ૩

ગુરૂ હમારે ત્રિશ્વનાથ વિશ્વપતી સોઈ;
ડોસા કહે વિશ્વમાંહી જાકી ખુશબોઈ. મેરે. ૪

---

## સદ્‌ગુરૂસ્તવન.

### ઠુમરી ૧ લી.*

( બિહાને આયે રામ જનકપુર, એ ઢાળ અથવા લાવણીમાં ગવાશે. )

સદ્‌ગુરૂને અજ્ઞાન દશાસેં,
સોવત મોહિ જગાયોરે. સદ્. ટેક.

આગેં જો અજ્ઞાન રહાથા,
કોઉ બિધ અંત ન આયોરે;
સો સદ્‌ગુરૂને કૃપા કરીકેં,
પલમેં પાર દિખાયોરે. સદ્. ૧

દેહાદિકમેં અહંભાવસેં,
આત્મસ્વરૂપ ભુલાયોરે;
જેંસે સૂર બદલ છાયો સો,
દેખનમેં નહિ આયોરે. સદ્. ૨

જપ તપ તીરથ દાનવ્રતાદિક,
દેહ દમન- કર કાયોરે;
સબકે ફલ તુજ આજ દિયે ગુરૂ,
પ્રસિદ્ધ રૂપ દિખાયોરે. સદ્. ૩

* સમયાનુસાર રાગોમાં ગવાશે.

દેવમુનિ સબ આશ કરતહે,
ખોજત ખોજ ન પાયોરે;
સો સદ્‌ગુરૂ તુમ કૃપા કરીકેં,
નિકટ નાથ દિખલાયોરે. સદ્‌. ૪

વિશ્વનાથ ગુરૂ નાથ વિશ્વકે,
ઉનકો જસ હમ ગાયોરે;
ભાગ્યોદય ઉત્તમ ડોસાકે,
જિન ઐસો ગુરૂ પાયોરે. સદ્‌. ૫



## સ્વાત્મનિષ્ઠા.

### કુમરી ૨ જી.

( ઢાળ ઉપર પ્રમાણે. )

ઠોર ઠોર મન તુ કયું ભટકે,
તેરા સાહેબ હે તુજમેંરે, ઠોર. ટેક.

સાહેબ કારન પંડિત મૂરખ,
ઢુંઢતહે નિર્જન બનમેંરે;
જિંનકો દૂર દૂર સબ જાને,
સો સાહેબ અપને તનમેંરે. ઠોર. ૧

ભૂલ્ગ ગયો હે રૂપ આપકો,
તાતેં તું ભવમાંહિ ભમેરે;
પામરબુધ્ધિ પરિત્યાગી કેં,
સાધુ ચરનમેં કયોં ન રમેરે. ઠોર. ૨

કસ્તૂરી જ્યું મૃગનાભિમેં,
ગુપ્ત રહ્યો ઘૃત જ્યું પયમેં રે;
ત્યું સાહેબ સર્વાંતરવ્યાપક,
ભાસતહે હૃદયાલયમેંરે. ઠોર. ૩

જાગ્રત સ્વપ્ન સુસુપ્તિસેં પર,
તુર્યાતીત સબી સ્થલમેંરે;
તીન અવસ્થાકું જો જાને,
મિલે ઉસીકું ઓ પલમેંરે. ઠોર. ૪

જો સાક્ષી સર્વાંતર રસબસ,
ભાસતહે પલપલ છિનમેંરે,
સદ્ગુરુ મુખસેં સમજ લિયા તબ,
ભેદ નહીં તુજમેં ઈનમેંરે. ઠોર. ૫

અબ સબ દૃશ્ય પ્રપંચ બિસારી,
મગ્ન રહે મન ઈન પદમેંરે;
વિશ્વનાથ ગુરુ જો પદ દીનો,
ડોસા દેખા અનહદમેંરે. ઠોરઠોર. ૬

---

# જીતેંદ્રિય પુરૂષની ઉત્તમતા.



## કુમરી ૩ જી.

ઢાળ ઉપર પ્રમાણે.

મનવાહનપર બેઠે વિરલા,
વા નરકી બલિહારીવે ટેક.

બ્રહ્મા વાહન હંસ કીયોહે,
વિષ્ણુ ગરૂડપર સ્વારીવે;
શિવને વાહન બેલ બનાયે,
મૂષક ગનેશ વિચારીવે. મન. ૧

રવિ અશ્વપેં ચંદ હિરનપેં,
ઈંદ્ર લહે ગજ ધારીવે;
શારદ મયુર શક્તિકો શાર્દુલ,
વાહન અપરંપારીવે. મન. ૨

એક અચંબા ઐસા દેખા,
બાત વિરૂધ હિં ન્યારીવે;
દેવ દનુજ માનુષ સબઉપર,
મન કરતા અસવારીવે. મન. ૩
પલક ઉઠાવે પલ બૈઠાવે,
પલહિં ચલાવે ભારીવે;
એસે મનકોં વશ કર રાખે,
વાપર જાઉં બલિહારીવે. મન. ૪
સાધનસહ ગુરૂ શરણે જાકેં,
બેદબચન ઉર ધારીવે;
અજીત મન તિનકે વશ હોવે,
કુહેતે સંત પુકારીવે. મન. ૫
મન જીતે સબ જુગકું જીતા,
હારે બાજી હારીવે;
કહે ડોસા ગુરૂ વિશ્વનાથકે,
જાઉં ચરનપેં વારીવે. મન. ૬

## સચ્ચિદાનંદદર્શન.



### પદ ૧ લું.

( નાથ કૈસે ગજકો બંદ છુડાયો. એ રાગ ).

સદ્‌ગુરૂકી ગતિ ન્યારી.
સંતોભાઈ સદ્‌ગુરૂકી ગતિ ન્યારી;
તુમ દેખોની લક્ષ બિચારી,
સંતો ભાઇ. ટેક.
પૂર્વકે પુન્ય પ્રગટ ભયે જિનકે.
સોઈ ભયે અધિકારી;
મોક્ષકી ઈચ્છા અંતર ઉપજે,

નિર્મલ મન અવિકારી. સંતો. ૧
એકતારૂપ વિષય હે જિનકો,
દ્વૈતભાવના ટારી;
જીવ બ્રહ્મમેં ભેદ ન જાને,
ગુરુ ગમકો અધિકારી. સંતો. ૨
સચ્ચિદ્ આનંદ હે સર્વાંતર;
દેખ તું મનમેં બિચારી;
તીન વિશેષન આપમેં દેખો તો,
કહેનાં "મેં બ્રહ્મ"* પુકારી. સંતો. ૩
તીન કાલમેં હેસોઇ સત હે,
જાનત સો ચિદ્ ભારી;
આપ આપકું પ્રિય સદા હે,
આનંદ જાને અપારી. સંતો. ૪
સદ્ગુરૂમુખસેં બચન સુનીકેં,
જિન ઐસી મતિ ધારી;
જન્મ મરનસેં સો નર છુટત,
ત્યાગી હો યા સંસારી+ સંતો. ૫
જો વસ્તુ વ્યાપક સર્વાંતર,
સો નહિ તુજસેં ન્યારી;
વિશ્વનાથ ગુરૂ દીની બતાઈ,
ડોસે દિલમેં ધારી. સંતો. ૬

---

* હું સતરૂપ છું, હું ચૈતન છું, તથા હું સુખરૂપ છું, એ પ્રકારે ત્રણે વિશેષણોરુપ પોતે છે એમ પક્કી ખાત્રી થાય તોજ અહં બ્રહ્માસ્મિ ( હું બ્રહ્મ છું ) એમ નિઃશંકપણે કહેવું.

\+ ગૃહસ્થ હોય અથવા ત્યાગી હોય અથવા ગમે તે આશ્રમમાં હોય પણ જેણે સદ્ગુરૂમુખથી પોતાના અનુભવે કરીને "હું સચ્ચિદાનંદરૂપ" છું, તથા અસત, જડ, અને દુઃખરૂપ નથી એવી દઢ મતિ ધારેલી છે તેજ માણસ જન્મ મરણના દુઃખથી મુક્ત થાય છે.

# સત્સમાગમસુખ.

## પદ ૨ જું.

( ઢાળ ઉપર પ્રમાણે. )

જગતમેં સંત બડે સુખદાઈ,
જાનો ધન્ય ઉનોંકી કમાઇ. જગતમેં. ટેક
ઓર પદારથ જો કછુ કાંવે,
સમજ સબે દુખદાઈ;
મૃગજલવત તું દેખ ઉનોંકું,
બેર બેર કયું ધાઈ ? જગતમેં. ૧
ધન જોબન અરૂ સ્રીપુત્રાદિક,
દેખદેખ મુશકાઈ;
ઓહી દેખ મતી ભૂલહી મૂરખ,
સોઈ તેરે દુખદાઈ. જગતમેં. ૨
ધન સંચયમેં અતિ દુખ હોવે,
પાલનસેં દુખ પાઇ;
નાશ ભયે અતિ અતિ દુખ પાવે,
ધિક ઓ ધનકી કમાઈ. જગતમેં. ૩
જોબન ચાર દિનોંકી હે ચટકી,
ગર્વ કરો મતિ ભાઈ;
જેસે પૂર નદીમેં આવત,
છિનમેં જાત સમાઇ. જગતમેં. ૪
પુત્ર નહિ તબ શોક કરતહે,
પાયા તબ દુખદાઈ;
કાલ અચાનક ગ્રાસ કિયો જબ,
તબ પુનિ રૂદન કરાઇ. જગતમેં ૫
કામિની કારન આપહી ભટકત,
દેશ વિદેશે જાઇ;

યું કરતે જો દુષ્ટ મિલી તો,
જનમ અકારજ જાઈ. જગતમેં. ૬
અવિનાશી જાકો નાશ નહિ એસી.
પદવી સત્ય સદાઈ;
વિશ્વનાથ ગુરૂ દીની દયા કરી;
રાસે શિરપેં ચડાઇ. જગતમેં. ૭

---

## મનુષ્યદેહની સાર્થકતા.

### પદ ૩ જું.*

(હરિભજનવિના. એ રાગ.)

નર દેહ ધરી, ચૈતન એક અખંડિત અંતર ધારો;
વણ સમજેથી, ભવસાગર તરવાનો છે નહિ આરો
ટેક.

આ પ્રીતિ વિષયસુખમાં આણે,
છલકે તન યૌવનથી નાણે;
પ્રિયતા પોતાની નવ જાણે, નર દેહ ધરી. ૧
ઘટ ઘટમાં ચૈતન દેવ વસે,
જેમ આભૂષણમાં હેમ દિસે;
તેમ આત્મ અનુસ્યૂત વિશ્વવિષે, નર દેહ ધરી. ૨
રહ્યો પિંડ બ્રહ્માંડ સકલવ્યાપી,
સચરાચર માયાને સ્થાપી;
નવ જાણે શાસ્ત્રવિમુખ પાપી, નર દેહ ધરી. ૩
શબ્દાદિક પંચ વિષય જાણો,
જાગ્રત આદિકને પરમાણો;
તો સાક્ષી દિલમાં દરશાણો, નર દેહ ધરી. ૪

---

* કાલિંગડા રાગમાં ગવાશે.

એ ચૈતન સમજી લે ટાણે,
તે રૂપ પરમ ગુરૂથી જાણે;
નહિ પ્રાપ્ત થશે ખરચ્યે નાણે, નર દેહ ધરી. ૫
જપ તપ તીરથનું ફલ એ છે,
શુક સનકાદિક પણ એ કે છે;
તેની સાક્ષી વેદ પુરાણે છે, નર દેહ ધરી. ૬
એવું ચેતન રૂપ સમજ તારૂં,
તુજથી કંઈ અન્ય નથી ન્યારૂં;
વિશ્વનાથ વચન ડોસે ધાર્યું, નર દેહ ધરી. ૭



## વિષયસુખનું મિથ્યાપણું.

પદ ૪ થું.

(ઢાળ ઉપર પ્રમાણે.)

શુણ મૂઢમતિ, શા માટે મુંઝાય વિષયસુખમાંહી;
સુખ લેશ નથી, અંતસમે એ સરવે છે દુખદાઇ.
ટેક.

તું દેખ વિચારી એ કયાંથી થયું,
વળી વણસે ત્યારે કયાંજ ગયું;
જો, કોણુની પાસ અખંડ રહ્યું. શુણ. ૧
જેમ મરૂસ્થલમાં સરિતા દરશે,
જેમ દર્પણમાં પ્રતિબિંબ દિસે;
નથી વાસ્તવ પણ તુજને ભાસે. શુણ. ૨
જેમ મર્કટ ગુંજ વીણી લાવે,
કરી પુંજ ફુંકેથી સળગાવે;
પણ ટાઢ રતીભર નવ જાવે. શુણ. ૩
સુખ સત્ય ઇચ્છતો હો જ્યારે,
ગુરૂ ચરણની રજ મસ્તક ધારે;
કહે ડોસો વિશ્વપતિ તારે. શુણ. ૪

# સત્સંગતિની આવશ્યકતા.

### પદ ૫ મું. *

( જને ન કીયો સતસંગ જનમ ધરી, એ ઢાળ. )

નરતન ધારન કીનો ભ્યારે સંત પુરૂષકો સંગરે.
આપ બલે નર કબહુ ન પાવે, વસ્તુ એક અભંગરે.
નરતન. ટેક.

કહા અઢાર પુરાન પઢે તેં, ચાર વેદ ખટ અંગરે;
કહા ભયો ચૌદ વિદ્યાગુન જાને, સમજ બિના નહિ ઢંગરે.
નરતન. ૧

કહા ભયો જપ, તપ, વ્રત કરીકેં, કહા ભયો નાયો ગંગરે;
સમજબિના ચારો દિશ ભટકે, જયું નભમાંહિ વિહંગરે.
નરતન. ૨

આસન વારી જટા નખ ધારી, ભસ્મ લગાવે અંગરે;
નગ્ન ફિરે ઉપવાસ કીયે તેં, લેશ ન લાગે રંગરે.
નરતન. ૩

દુખ પાવે ઔરનકું ધાવે, ડસ્યા વિષયભુજંગરે,
કહે ડોસો ગુરૂ વિશ્વનાથ બિન, ટલે ન વિષકો સંગરે.
નરતન. ૪

# મુમુક્ષુકર્તવ્ય.

### પદ ૬ ઠું.

( ઢાળ ઉપર પ્રમાણે. )

સંત પુરૂષનું શરણુ ગ્રહીને, પ્રેમે હરિ રસ પીજેરે;
શ્રવણુ મનન નિદિધ્યાસ કરીને, લક્ષ યથારથ લીજેરે.
સંતપુરૂષ. ટેક.

---

* આ પદ સમયાનુસાર રાગમાં ગવાશે.

વૈરાગ્યાદિક સાધન સંપન, થઇ સત સંગતિ કીજે રે;
અનુબંધ ચારેને પકડી, ચિત્તને સ્થિર કરી દીજે રે.
સંતપુરૂષ ૧

દેહ ભાવને દૂર કરીને, હરિ ગુરુ ભેદ તજીજે રે;
તન મન ધન વાણીથી તોષી, સદ્‌ગુરુ પ્રસન કરીજે રે.
સંતપુરૂષ. ૨

કામી, ક્રોધી, કપટી, લોભી, એથી દૂર રહીજે રે;
દેહવિષે અહંકાર મમત્વ, કરે તે જનથી બીજે રે.
સંતપુરૂષ ૪

વેદવચન સદ્‌ગુરુ મુખેથી, જાણી સુધા ગ્રહીજે રે;
હરતાં ફરતાં ઉદ્યમ કરતાં, ચિંતન એજ કરીજે રે.
સંતપુરૂષ. ૪

એ લક્ષણ રાખે *અધિકારી ? ચરણે શીશ ધરીજે રે;
કહે ડોસો ગુરૂ વિશ્વનાથથી ભવજલ સદ્ય તરીજે રે.
સંતપુરૂષ. ૫

---

# વિષયાવરોધક શિક્ષા.



## પદ ૭ મું.

( મન તું શિદને શોચના ધરે કૃષ્ણને કરવું હોય. એ ઢાળ. )

મન તું મિથ્યામાં શિદ ફરે, સદ્ય સદ્‌ગુરુચરણે શિર ધરે. ટેક.

પરમ અર્થને પડતો મૂકી, વિષયવાસમાં ફરે;
સંત સરોવર ત્યાગ કરીને, કાદવમાં વિચરે.
મન તું ૧

---

* સંબોધન ( હે અધિકારી ? )

આઠ પો'ર ચોસઠ ઘડી ઘરનો, ધંધો ધાઈ કરે;
મૂરખ જો તું વિચારી મનમાં, મરવું છે આખરે.
મન તું. ૨

બાલપણું ખેલંતાં ખોયું, યૌવન યુવતીપરે;
અંધ થઇને નિશદિન ધાયો, કાલથકી નવ ડરે.
મન તું. ૩

વૃદ્ધપણે ચિંતાવશ થઇને, મોટપ મનમાં ધરે;
વૃથા ગુમાવ્યું આયુ અભાગી, કેમ હવે ઉગરે ?
મન તું ૪

વેદચન ગુરૂમુખે શ્રવણ કર, સમજી નિશ્ચે કરે;
અવિચલ પદ ગુરૂ આપે તેથી, નહિ જન્મે નહિ મરે.
મન તું

કર સતસંગ વિમલ ચિત્તથી, સદ્ગુરુ સેવા આદરે;
વિશ્વનાથગુરુ ચરણનાવથી, ડોસા ભવને તરે.
મન તું. ૬

---

## ગુરુપ્રભાવ.



### પદ ૮ મું.

( ઢાળ ઉપર પ્રમાણે. )

ગુરૂકી અજબ કલા ભાઇ, મુમુક્ષુ સમજો મનમાંહી.
ટેક.

ચારવેદ ષટ શાસ્ત્ર અઢાર, પુરાન કંઠ કર ગાવે;
ગુરૂકલાકો ગુરૂકૃપા બિન, અનુભવ લેશ ન આવે.
ગુરુકી. ૧

આપમતિસેં પ્રયત્ન આપનો, જયુંજયું બોત ચલાવે;

ગર્વગર્તમેં ત્યું ત્યું પ્રાણી, બહુત ડુબતા જાવે. ગુ. ૨
મંત્ર યંત્ર અરુ તંત્ર, જાદુ સબ, જૂઠા ઠાઠ કહાવે,
એહમંત્ર ગુરુમુખસેં સુનલે, સત્ય અર્થ સમજાવે. ગુ. ૩
ગુરૂશરણુ રહી શ્રવણુ મનન કરી, નિદિધ્યાસકું ધાવે;
બિનાપ્રયાસે સો નર સહેજે, સતચિદ્‌સુખ હોજાવે. ગુ. ૪
અંતરમેં ઇશ્વર દિખલાવે; ભેદભાવ મિટજાવે;
કહે ડોસા ગુરૂ વિશ્વનાથસેં, જીવનમુક્તિ પાવે. ગુ, ૫

---

# જીવ અને બ્રહ્મની એકતા.



## હોરી.

એકતાસેં ખેલો હોરી, સમજ બિન કયું ભટકોરી;
એકતાસેં. ટેક
સદ્‌ગુરૂમુખસેં ભેદ શ્રવન કર, દ્વૈતભાવ દે છોરી;
સંત શરન રહી સમજ સાનમેં, ચૈતનસેં ચિતજોરી;
ફેર નહિ જનમ ધરોરી. એકતાસેં ૧
પૂરન પ્રેમકો રંગ બનાકે, શબ્દોંકી પિચકી ભરોરી;
શમદમ આદિ અબીર સમજકેં, જ્ઞાન ગુલાલકી
ઝોરી; દ્વૈત સબ દૂર કરોરી. એકતાસેં ૨
જીવ શિવ વાસ્તવ ભેદ નહીં સો, નિગમ કહાહે
ઝકોરી; સાગરમેં જયું લેર ઉઠતહે, (સો) સાગરસેં-
ન બિછોરી,[1] ખોજો તુમ દિલ અપનોરી. એકતા. ૩
શ્રવન, મનન નિદિધ્યાસ કરીકેં, ભેદકો દૂર કરોરી;
વિશ્વનાથ ગુરૂ સોહી બતાવત, અર્થ યથાર્થ ગ્રહોરી;
ડોસા એહી રાહ ચલોરી. એકતાસેં. ૪

---

૧ જુદી.

# અદ્વૈતદર્શન

## હોરી ૨ જી.

કોનસેં અબ ખેલું હોરી, નિજાનંદ રૂપ મિલોરી,
કોનસેં. ટેક.

સદ્‌ગુરૂ મુખસેં ભેદ શ્રવન કરી, દેહભાવ બિસરોરી;
સબ ઘટમેં પ્રભુ ખેલરહ્યો સો, સ્વામી આપ મિલોરી;
ભેદ સબ દૂર પરોરી. કોનસે. ૧

સ્થૂલહી જડ સૂક્ષ્મસોહી જડહે, કારન જડહી બનોરી;
જડકું જડ કોઇ જાન શકે નહિ, ચૈતન જાણુ રહોરી;
સો મોસેં અભિન્ન ભયોરી. કોનસેં. ૨

જાગૃત સ્વપ્ન સુષુપ્તિ જડ હે, જાને નહિ ગતિ મોરી;
તીનોં અવસ્થાકોં મેં જાનું, શુદ્ધ સ્વરૂપ લહોરી;
નેતિ નેતિ બેદ કહોરી. કોનસેં ૩

શુદ્ધ સામાન્ય સ્વરૂપ હમારો, બુધ્ધિ વિશેષ તજોરી;
પ્રારબ્ધ તોલોં[૨] વિશેષ પ્રકાશક, ફિરનહિ દેખ પરોરી;
સમાન ગતિહે મોરી. કોનસેં. ૪

અજઅવિનાશી અખંડ જો વસ્તુ સચ્ચિદાનંદ કહોરી;
વિશ્વનાથ ગુરુ સોહિ બતાવત, ડોસા મનમેંલહ્યોરી;
જાતેભવપાસ દહ્યોરી. કોનસે. ૪

---

૨ ત્યાં સુધી,

# દ્વૈતભાવનો ત્યાગ.

## પદ ૧–કાફીરાગનું.

દ્વૈતભાવના દૂર, તજો ભાઈ દ્વૈતભાવના દૂર. ટેક.
એક અદ્વૈત પૂરણ પરમાતમ,
જ્યમ સાગર ભરપૂર. તજો. ૧
અંતર બ્હાર પ્રકાશી રહ્યો જ્યમ,
સઘળે પ્રકાશે સૂર. તજો ભાઈ. ૨
સચરાચર સર્વેમાં વ્યાપક,
દુર્મતિ જાણે દૂર. તજો ભાઈ. ૩
નિમિષ એક કોઇથી નહિ અલગો,
આતમ હાલ હજૂર. તજો ભાઈ. ૪
સદ્ગુરૂ શરણુ રહી સમજે તો,
આનંદ પ્રગટે ઉર. તજો ભાઈ. ૫
કહે દાસો ગુરુ વિશ્વનાથથી,
ઝરમર વરસે નૂર. તજો ભાઈ. ૬

# જ્ઞાનની પરાકાષ્ઠા.

## પદ ૨ જું કાફીરાગનું.

કેની આગળ કઉં ? અનુભવ મારો કેની આગળ કઉં ?
ટેક.
અજ્ઞાનીને વાત કહું તો, ગાંડો કહે છે સઉ;
અનુભવ. ૧
નામ ન રૂપ અરૂપ છું આપે, શું દેખાડી દઉં ?
અનુભવ. ૨

ચારે વાણીથી પાર રહ્યો હું, વૈખરીમાં શું લઉં ?

અનુભવ. ૩

વાદવિવાદનો ત્યાગ કરી હવે, મૌન ધરીને રઉં;

અનુભવ. ૪

સદ્‌ગુરૂ શરણુ રહી સાધ્યા તે, સીમજી રહ્યા છે સઉ;

અનુભવ. ૫

---

## સબળ સાધન ગુરુકૃપા.



### પદ ૩ જું કાફીરાગનું.

ગમથી ઉતરીએ પારનિશ્ચેગુરૂમુખથી ઉતરીયે પાર.

ટેક.

ચાર ભણયેથી શું થયું પ્રાણી,
શું થયું ભણુતે અઢાર; નિશ્ચે ૧

બહુ વ્યાકરણુ ભણ્યા મુનિ નારદ,
પામ્યા ન ગુરૂવિણુ પાર; નિશ્ચે ૨

નિગમનો અર્થ સુગમ છે ગુરૂથી,
ક્ષણુ નવ લાગે વાર; નિશ્ચે ૩

શુક સનકાદિક રૂષિ મુનિઓનો,
ગુરૂથી થયો ઉદ્ધાર; નિશ્ચે. ૪

વિશ્વનાથ સદ્‌ગુર શિરઉપર,
ડાસે લીધો સાર; નિશ્ચે. ૫

---

## સત્સંગનૌકા.

### ગરબી.

નાવછે, નાવછે, નાવછે, રે સતસંત તરવાનું નાવછે. ટેક.

દુઃખદ ને દુસ્તર ભવજલથી,
કાંઠામાં કીચનો જમાવ છેરે. સતસંગ. ૧

કર્ણધાર સદ્ગુરૂ બેઠા છે તે તો,
પાર ઉતારવાની કાવ* છેરે. સતસંગ. ૨

લક્ષચોરાશી ફરી ફરી આવ્યો,
કાંઠે ન બોળે રુડો દાવ છેરે. સતસંગ. ૩

ચૂકયો તો ફરી જાશો તણાણો,
આગળ નીર લાવ લાવ છેરે. સતસંગ ૪

માત, તાત, ભ્રાત, સુત, કુટુંબકબીલો,
સર્વ બુડયાના ઉઠાવ છેરે. સતસંગ. ૫

આ અવસર ફરી હાથ ન આવે,
જન્મ ધર્યાનો લાવ છેરે. સતસંગ. ૬

ગુરુ વિશ્વનાથ ચરણરજ ડોસા,
જ્ઞાન નગારે ઘાવ છેરે. સતસંગ. ૭

---

## સર્વવ્યાપક પરમાત્માની એકતા.

### ગરબી ૨ જી.

એક છે, એક છે, એક છે, રે ભૂત પ્રાણીમાં
આતમ એક છે—ટેક.

સાક્ષીરૂપે ભેદ લેશ ન ભાસે,
નામ રૂપ જોતાં અનેક છેરે. ભૂત. ૨

---

* કળા-યુક્તિ.

એક રવી જેમ આકાશમાંહી,
જલ જલ પ્રતિબિંબથી અનેક છેરે. ભૂત. ૨

વસ્ત્રવિષે એક અનુસ્યૂત તંતુ,
વસ્ત્ર નામ રૂપથી અનેક છેરે. ભૂત. ૩

સુવર્ણ એક જેમ આભૂષણમાં,
કુંડલકટકાદિથી અનેક છેરે. ભૂત. ૪

મૃત્તિકા સદૈવ એકરૂપે રહી છે,
ઘટાદિ વિકારથી અનેક છેરે. ભૂત. ૫

સંસારસાગર બ્રહ્મજલ પૂરણ,
સીકર, ફેન, તરંગો અનેક છેરે. ભૂત. ૬

ગુરૂ વિશ્વનાથ ચરણરજ ડોસા,
સમજે તેને વિવેક છેરે. ભૂત. ૭

## સદ્‌ગુરુસેવાનો અલૌકિક પ્રભાવ.

(જય જય જગતગુરુ પરમાતમારે એ ઢાળ.)

સૌ કોઇ સેવો સદ્‌ગુરુ સંતનેરે,
જેથી જન્મ કૃતારથ થાય;
ફરી નહિ આવો ગર્ભનિવાસમાંરે,
સંકટ જન્મમરણનાં જાય. સૌ કોઈ. ૧

જે પદ સદ્‌ગુરુએ દેખાડીયુંરે,
તે વાણીથી નવ કહેવાય;
એવી વસ્તુ નથી સંસારમાંરે,
શું આપી ઓશીંગણુ થાય. સૌ કોઇ. ૨

સોનું રૂપું મુકતાફલ મણીરે,
તે આગલ સહુ તુચ્છ દેખાય;
હીરા માણેક ને ચિંતામણીરે,
રત્નસહિત સાંધણમાં જાય. સૌ કોઇ. ૩

જે સુખ ઇંદ્રાદિક પામ્યા નથીરે,
જેનો શેષ ન પામે પાર;
તે પદ દયા કરી દીધું મનેરે,
શું આપી ઉતારૂં ભાર. સૌ કોઇ. ૪

વેદ પુરાણે જેહ વખાણીઆરે,
તે ગુરુ વિશ્વનાથ અવિનાશ;
ડોસો તન મન ધન અર્પણ કરેરે,
થઇને દેહભાવથી દાસ. સૌ કોઇ. ૫



# સદ્ગુરુનું નીરાજન.

જય સદ્ગુરુ સ્વામી, જય સદ્ગુરુ સ્વામી.
ઘટ ઘટ પૂરણ પોતે, સર્વાંતર્યામી. જય. ટેક.

દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી;
ગુરૂ અનહદ ઉપકારી;
શું ઉપમા હું અરપું (૨) જાય મતિ હારી. જય. ૧

જન્મ મરણ જલપૂરણ, સુખ દુખ મચ્છ રહ્યા; ગુરૂ.
એવા ભવથી તાર્યો, (૨) ગુણ નવ જાય કહ્યા. જય. ૨

હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આત્મપદે; ગુરૂ.
સ્વપ્નતુલ્ય જગ જાણું, (૨) બ્રહ્માનંદમદે. જય. ૩

વેદ ગુરૂ ઈશ્વર,ને પુનઃ પુનઃ પ્રણમું; ગુરૂ.
આયુલગી અનુચર થઈ, (૨) તવ ચરણે વિરમું. જય. ૪

એ કરવું છે શકય, અન્ય અશકય ખરૂં; ગુરૂ.
આત્મજ્ઞાનતુલ્યે શું, (૨) પ્રત્યુપકાર કરૂં. જય. ૫

સમજી રહું છું શાંત, આપ કૃપાબલથી; ગુરૂ.
ડોસાને ઉગાર્યો, (૨) તાર્યો ભવજલથી. જય. ૬



# જગતનું મિથ્યાપણું.



(ધન્ય ધન્ય રે વડોદરૂં શેહેર મુંબઇ અલબેલી. એ ઢાળ.)

જાણ્યું જાણ્યું રે મેં જગતનું રૂપ,
આદિ અંત છેજ નહિ;
સચરાચર બ્રહ્મસ્વરૂપ,
દ્વૈતાભાસ નહિ. ટેક.

મધ્ય ઠામ સૌ ભાસી રહ્યો તે,
જાણું સ્વપ્નસમાન રે;
ઇંદ્રજાળવત્ બે ઘડી ભાસે,
( એમ ) અષ્ટાવક્ર* પ્રમાણ. અંતે. ૧

સ્ત્રીપુત્રાદિક જ્ઞાતિ સુહૃદ સહુ,
માનું ધનનાં ચોર રે;
અંતસમે સૌ લુટણહારા,
વાળી, વીંટી, મોહોર. અંતે. ૨

ધન લૂટીને ધક્કો દેશે,
નિશ્ચે કર્યો વિચાર રે;
ખાધું ખરચ્યું જો નહિ હાથે,
તો મૂરખ સરદાર. અંતે. ૩

પાંચ પચીશ સંઘાત મળીને,
કરતી આવે કાણ રે,
કાંઈ ન માણ્યો, કાંઈ ન માણ્યો,
પ્રસિદ્ધ બોલે વાણ. અતે ૪

ચેત ચેત ગાફલ જો જાગી,
કાં ન સાંભળે કાન રે;

---

* એમ અષ્ટાવક્ર મુનિનાં વાક્યનું પ્રમાણ છે.

જગસુખ જોતાં જોતાં ટળશે.
સમજો ગુરૂની સાન. અંતે. ૫

વિશ્વનાથ સદ્દગુરૂ સ્વામીથી,
લક્ષ્મીશંકર ભવપાર રે;
હિતવાચક સુણી ધાર હૈયામાં,
ચટકી છે દિન ચાર. અંતે ૬

## સદ્ગુરૂનું દયાળુપણું.

રાગ ઉપર પ્રમાણે.

જય જયશ્રી સદ્દગુરૂનાથ, પૂરણ અવતારી,
બૂડંતાં ભવજલ માંહ્ય, બાંહ ગ્રહી મારી. ટેક.
અખિલ જગત ઉદ્ધારણ કારણ ધારી માનુજ દેહરે;
જેની કૃપાથી મુમુક્ષુ ઉદ્ધરીયા. ઈષ્ટદેવ મુજ તેહ.
પૂરણ અવતારી. ૧
દીન જોઈ મને દયા કરી છે; આપ્યું નિજપદ જ્ઞાનરે;
તે માટે ધન્ય ધન્ય થઈ વરતું, ધરૂં નિરંતર ધ્યાન.
પૂરણ અવતારી. ૨
તત્વમસિ મહાવાક્ય વિચારી, ભ્રમણા ભાગી દૂરરે;
એક બ્રહ્મ અદ્વય નિજ આતમ, સચરાચર ભરપૂર.
પૂરણ અવતારી. ૩
મન વાણીની ગતિ ન પહોંચે, વેદ ન પોચે ચારરે;
નેતિ નેતિ શ્રુતિ જેને ગાયે, તે હું બાવન* બહાર.
પૂરણ અવતારી. ૪
વિશ્વનાથ સદ્દગુરૂ મન ભાવ્યા, ગુહ્ય બતાવ્યું ધામરે;
તનમનધન ગુરૂજીને સોંપ્યાં લક્ષ્મીશંકર નામ.
પૂરણ અવતારી. ૫

---

* બાવન અક્ષરથી જુદો—અક્ષરાતીત.

# સ્વરુપાનુસંધાનપૂર્વક ગુરુસ્તુતિ.



## રાગ હમચીનો.

જય ગુરૂ રામ મહાસુખકારી, એ.
તેઉના શિષ્ય વિશ્વનાથ અવતારી, એ.
જગતારક માનવ તન ધારી, એ.

**ઢાળ.**

ધારી માનવદેહને મુમુક્ષુને ઉદ્ધાર્યા, એ.
કૃપાસિંધુ આનંદ નિરતિશય, સદ્‌ગુરૂ નાથ અમારા ૧

**ચાલ.**

નાથ અમારાનો ઉપદેશ, એ.
ગીતા વેદે ગાયો છે વિશેષ, એ.
છે શિવ સનકાદિકનો દેશ, એ.

**ઢાળ.**

શવ સનકાદિક ધારી રહ્યા છે, તેજ સ્વરૂપ અમારૂં, એ.
લક્ષ નિરખતાં ભેદ ન ભાસે, તત્વમસિ વિચારૂં, એ. ૨

**ચાલ.**

તત્વમસિ જોતાં ભેદ ન જાણું, એ.
બ્રહ્મૈવાહં દૃઢ કરી માનું, એ.
તે છુપાવ્યું ન રહે છાનું, એ.

**ઢાળ.**

છુપાવ્યું ન રહે તે છાનું, એવું અદ્‌ભુત રૂપ, એ.
તે માટે હું બની રહ્યો છું, ચૌદ લોકનો ભૂપ. એ. ૩

**ચાલ.**

ભૂપ થઈ ગાશે જે નરનારી, એ.
તેનાં ગુરૂ ભવબંધન દે ટાળી, એ.
તે મેં નિશ્ચે જોયું છે વિચારી, એ.

ઢાળ.

વિચારી કહે છે ગુરૂ ચરણુરજ; લક્ષ્મીશંકર શિષ્ય, એ.
ચાર વેદથી સધ્ધ કર્યું છે, હું પોતે છું ઈશ, એ. ૪

ચાલ.

ઈશજીવરૂપ તે ભાસી રહ્યું એક, એ.
એ નિઃસંદેહ મારી ટેક, એ.
દૃઢભાવે છું સેવક છેક, એ.

ઢાળ.

સેવક બન્યો સહાય તમારો, તેથી ભ્રમણા ભાગી, એ.
વિશ્વનાથ ગુરૂ ચરણુ પ્રતાપે, અનહદ નોબત વાગી, એ.
જય ગુરૂ રામ મહામદહારી. એ. ૫

---

## સદ્ગુરુ રામસ્તવન.

---

મલાર.

ગુરૂ રામચરણુ શિરનામું. બેવાર
પામું પદારથ ચારે વિધના, તાપથકી વિશરામું. ગુરૂ. ટેક.
અતિશય શાંતિરૂપી સીતા—સહિત જોઈ દુખ વામું;
શત્રુપામું છે કામ, ક્રોધ, મદ—આદિ રાક્ષસોસામું.
ગુરૂ રામ. ૧

ભવજલનિધિને પાર ઉતરવા, સાધન અન્ય નકામું;
તત્વબોધ સેતુ કરી આપે; ભવજલદુઃખ વિરામું.
ગુરૂ રામ. ૨

બ્રહ્મજ્ઞાનરૂપીલક્ષ્મીથી, યુક્ત જોઇ સુખ પામું;
કરું સાષ્ટાંગ પ્રણામ પ્રીતેથી, ચરણ કમલમાં જામું.
ગુરૂ રામ. ૩

---

# બ્રહ્માનંદઉલ્લાસ.



( રાગ ઈશ્વર વિવાહનો. )*

પ્રથમ ગુરૂ ચરણે શિર નામુંરે;
ત્રણ તાપથી શાંતિને પામુંરે; ૧
ગુરૂ દેવતાણા મહાદેવરે;
કરૂં અહોનિશ તેઉની સેવરે; ૨

ઢાળ.

સેવા કરતાં ગુરૂજીએ, આપ્યું અભયપદ દાન;
દાન ગ્રહણ કર્યા થકી, જગ ભાસ્યું બ્રહ્મ સમાન.
બ્રહ્માનંદ અખંડથી, પરિપૂર્ણ સાગરમાંહ્ય;
શું લેવું ? શું ત્યાગવું ? અનુભવ કહ્યો નવ જાય. ૪

( ભૂતલ ભાગ્ય ઉદય થયાંરે. એ ઢાળ. )

અનુભવ જ્ઞાન ઉદય થયુંરે,
સમજ્યો શ્રી સદ્‌ગુરુની સાનજો;
અદ્‌ભુત રસ જે બ્રહ્માનંદતણોરે,
શ્રદ્ધા, ભક્તિવાન કરે પાનજો, ૫
હું તો સત્ ચિત્ આનંદરૂપ છું રે
એ રસ પંચકોષ વિવેકમાંરે,
જેથી દેહાતીત થવાય જો;
એ રસ તત્વમસિ મહાવાકયમાંરે,
ગુરૂગમજ્ઞાને પ્રાપ્ત સદાયજો. હું તો. ૬
અન્નરસેથી જે ઉત્પન્ન થયોરે,
જેની અન્નથી વૃદ્ધિ થાયજો;
અન્નમય અન્નવિણ ક્ષણ રહેશે નહીંરે,

* આના કરતા તમામ ઢાળ ક્રમથી ઇશ્વર વિવાહ પ્રમાણે સમજવા.

તે જડ આત્મા કયમ કહેવાયજો ? હું તો. ૭

વાયુ વિકારી કોશજ પ્રાણ છેરે,
ક્ષુધા, તૃષાથી વ્યાકુળ થાયજો;
અન્ન અધારથકી ચાલી રહ્યોરે,
તેને આત્મા કેમ કહેવાયજો ? હું તો. ૮

દેહાદિકમાં હુંપદ જે કરે રે,
મમતાથી જયાં ત્યાં બંધાયજો;
રાગ દ્વેષ વિકારથકી ભર્યોરે,
તે મન આતમ કેમ મનાયજો ? હું તો ૯

સુષુપ્તિમાં લય થાય સ્વરૂપમાંરે,
જાગૃતમાં નખશિખ દેખાયજો;
જેમાં ચૈતન પ્રતિબિંબે રહ્યુંરે,
તે બુદ્ધિ આત્મા નવ થાયજો. હું તો. ૧૦

ક્ષણિક સુષુપ્તિના આનંદથીરે,
જાણે પોતાને સુખવાન જો;
તે આનંદ કોશ આત્મા નહીંરે;
ગુપ્ત રહ્યું તેમાં અજ્ઞાન જો. હું તો. ૧૧

પાંચે વ્યભિચારી પલ પલ વિષેરે,
મારૂં સદાય નિશ્ચલ રૂપજો;
એ પરિચ્છિન્ન હું વ્યાપક સર્વમાંરે,
એ તો અસત્ય, જડ, દુઃખરૂપજો. હું તો. ૧૨

નિષેધ કરતાં પાંચે કોષનોરે,
કલેશ ઉપાધિ રહે નહીં લેશજો;
જેમનો તેમ નિજબોધસ્વરૂપ છુંરે,
કેવળ સાક્ષી રહ્યો અવશેષ જો. હું તો. ૧૩

(વળતી રૂશીજીએ માંડી છે વાત જી. એ ઢાળ.)

કહું અનુભવની એક વાતજી,
જેથી પામો-સ્વરૂપ સાક્ષાતજી. ૧૪

સત્ય બ્રહ્મ સ્વરૂપ અવિનાશજી
જગત મિથ્યા એ જ્ઞાન પ્રકાશજી. ૧૫

જીવ પોતે છે શિવ સ્વરૂપજી,
એક અખંડ અભેદ અનુપજી. ૧૬

દેહ, ઇંદ્રિય, બુધ્ધિ, મન, પ્રાણજી,
એતો દશ્ય પદારથ જાણજી. ૧૭

તેનો દૃષ્ટા હું સાક્ષી રૂપજી,
ચૌદ લોકતણો હું ભૂપજી, ૧૮

એ જડ ને હું ચૈતન્યજી,
એમ જાણે તેને છે ધન્યજી. ૧૯

( રાય કહે રૂપી સાંભળો. એ ઢાળ. )



તત્, ત્વમ્ પદ વાચ્યાર્થમાં, મહત ઉપાધિ ભેદ,
હું અવિનાશીજી. ૨૦

પણ લક્ષ્યાર્થ વિચારતાં, અસિ પદ એક અભેદ,
હું અવિનાશીજી. ૨૧

તત્પદ કહીએ ઈશને, ત્વંપદ જીવને જાણ,
હું અવિનાશીજી. ૨૨

માયોપાધિ ઈશની, જીવ અવિદ્યા માન,
હું અવિનાશીજી. ૨૩

એય ઉપાધિ ત્યાગતાં, ભેદ ન ભાસે લેશ,
હું અવિનાશીજી. ૨૪

નેતિ નેતિ શ્રુતિ ગાય છે, તે રહ્યું પદ અવશેષ,
હું અવિનાશીજી. ૨૫

( મંડળ રચના રે આદરી. એ ઢાળ )

નામરૂપાત્મક રે, વિશ્વને તું જ્ઞાનથકી કર દૂર;

અસ્તિ ભાતિરે, પ્રિય સ્વરૂપે, ભાસી રહ્યો ભરપૂર. ૨૬

ત્રણે ગુણુથીરે, ભિન્ન છું હું, બાવનથી છું બહાર;
અગમ અગોચરરે આતમા, વાણીથી નાવે પાર. ૨૭

( મેનાનું મન માને નહીરે. એ ઢાળ )

શાસ્ત્ર અનેક પ્રેમથી ભણેરે,
હાંરે કરે દેવનું નિત્ય પૂજન જો;
કર્મ ઉપાસના ભલે કરેરે,
હાંરે કરે અહોનિશ દેવનું ભજન જો. ૨૮

જીવ બ્રહ્મની એકતા વિનારે,
હાંરે એમ સો જુગ ચાલ્યા જાય જો;
તોપણ મોક્ષ મળે નહીંરે,
હાંરે માટે સેવો શ્રીસદ્ગુરૂ *રાયજો. ૨૯

( મા' દેવ ધીપીરે ધીપી. એ ઢાળ )

બ્રહ્મરસ ભાવેરે તુંપી, નરદેહ મળી છે નોકારૂપી; ટેક.
દેવને દુર્લભરે જેહ; તુજને પ્રાપ્ત થઈ છે તેહ.
છે નવી તે નહિરે પુરાણી, સદ્ગુરૂ રૂપી મળ્યા સુખાણી.
બ્રહ્મરસ. ૩૦

પ્રભુ અનુકૂળનોરે વાયુ, જો ભવજળ તુંથી ન તરાયું;
જાણજે આ ભવરે હાર્યો, નહિ કોઇ તુજસમ આત્મ
હત્યારો. બ્રહ્મરસ. ૩૧

( વળતી રૂશીજીએ માંડીછે વાતજી. એ ઢાળ )

કહ્યું જ્ઞાન ગુરુનો પ્રસાદજી,
શુણી કરવો નહીં પ્રમાદજી. ૩૨

---

* કારણકે કર્મ ઉપાસનાદિક સર્વ સાધનોનું ફલ તે ગુરૂસેવા છે. વળી મોક્ષમૂલં ગુરોઃ કૃપા! ગુરૂની કૃપા મેળવવી એજ મોક્ષનું મૂળ છે.

નહીં દાંભિક નાસ્તિકને યોગ્યજી,
સેવાભાવહીન, શઠને અયોગ્યજી. ૩૩
ભક્તિ, વિનય રહિત જન જેહજી,
તેને જ્ઞાન ન દેવું તેહજી. ૩૪
એવું શ્રીકૃષ્ણે ઉદ્ધવને કીધુંજી
સ્કંધ એકાદશેથી લીધુંજી. ૩૫
ગુરૂ વિશ્વનાથ અવતારીજી,
અંધારાકરને લીધો ઉગારીજી. ૩૬
દેહભાવે હું તેમનો દાસજી,
ગાયો બ્રહ્માનંદ ઉલ્લાસજી. ૩૭



# અજ્ઞાન નિદ્રામાંથી જાગૃત કરવાવિષે.

## રાગ ભેરવી.

( પ્રિય પોઢયા ના જાગે. એ ઢાળ. )

ઉઠોરે ભાઇ, ઉઠો મેરે ભાઈ,
શિરપેં કાલ અડાહે; ઉઠોરે. ટેક
બ્હોત જનમકી નીંદ લગીહે,
અબ કયોં જાગત નાંહી, તનુ નર પાઇ; શિરપેં. ૧
બીન જાને નહિ પાર પરોગે,
એક બ્રહ્મ સુખદાઈ, રહ્યો હે છવાઈ; શિરપેં. ૨
વેદ, પુરાન, શાસ્ત્ર અરુ ગીતા.
એક અવાજે આઈ, નહીં હે નવાઇ; શિરપેં. ૩
ગાફિલ હો કયું, જન્મ ગુમાવે,
ફિર પીછે પસતાઇ, રહો મુરઝાઈ; શિરપેં. ૪

મનુષ્ય દેહ ફિર નહિ મીલનેકી,
કર બિચાર દિલમાંહી, સમઝ અબ ભાઈ; શિરપે'. ૫
કર સતસંગ સેવ સદ્દગુરૂકોં,
પલમેં દેત છુડાઇ, સ્વરૂપ દિખાઇ; શિરપે'. ૬

## મનુષ્યપણાનું સાફલ્ય.

### કેરબાની ચાલ.

નરતનુ પામી અંતરજામી આતમરામ જાણોરે,
આતમરામ જાણોરે ચિદ્દઘન શામ જાણોરે;
નરતનુ ટેક.

ખાનપાનમા ખુશી રહો છો, નિદ્રા લોછો નિત્ય;
ભય, મૈથુનમાં મચી રહ્યા છો, પણ એ પશુની રીત.
નરતનુ. ૧

આહાર, નિદ્રા, ભય મૈથુનમાં, પશુ રહે તલ્લીન;
જન થઇ જનાવરો સમ વરતો, નથી પશુથી કંઈ ભિન્ન
નરતનુ. ૨

જનાવરો ને જનનીવચ્ચે, ધર્મતણો છે ભેદ;
ધર્મરહિત પશુ, ધર્મસહિત જન, જેને ભકિત અભેદ.
નરતનુ. ૩

જો સદ્વિદ્યા, દાન, શીલ, ગુણ, ધર્મ ન જનમાં હોય;
તો તે જનને બુધજન જગમાં, મૃગલારૂપે જોય.
નરતનુ. ૪

આત્મજ્ઞાન વિણ આયુષ જાતાં, મનુજ જન્મ વહી જાય;
પૂર્વ પાપનાં કર્મ થકી પશુ—આદિક દેહ ધરાય.
નરતનુ. ૫

પોતાના તનનું પણ પૂરૂં, મળે ન તેમાં ભાન;
તો પછી તેમાં કયાંથી થાશે, નિજ સ્વરૂપનું જ્ઞાન.
નરતનુ. ૬

બેલ, ઉંટ, હય, હસ્તિ, ખર, મહિષાદિકના અવતાર;
થઇ પરતંત્ર પરાણે ચાલે, વહીને નિજશિર ભાર.
નરતનુ. ૭

ક્ષુધા તૃષાથી દુર્બળ થાએ, નિશદિન વેઠે ભૂખ;
થાકીજાતાં બોલી ન શકે, અરરર ? કેવું દુખ ? ? ?
નરતનુ. ૮

કીટ પતંગાદિક જીવ જંતુ-ના અવતાર અનંત;
અસહ્ય દુખ સૌમાંય રહ્યું છે, ગણતાં નાવે અંત.
નરતનુ. ૯

એ દુખમાંથી મુકત થવાને, ભજો ગુરૂ ભગવાન;
દેહતણું અભિમાન તજીને, જાણો આતમરામ.
નરતનુ. ૧૦

---

# સંસારમાં આસકતને ભકિતનો ઉપદેશ.



( કેરબાની ચાલ ટુંકી )

ભજો ભાવથકી જગદેવ હરી.
જગદેવહરી, ગુરૂ દેવ હરી. ભજો ભાવ. ટેક.
ભવદુ:ખમાંથી મુકત થવાને, મોંઘી માનવદેહ ધરી;
ભજો ભાવ. ૧

ચતુર થઇને જો નહિ ચેતો, આ અવસર આવે ન ફરી;
ભજો ભાવ. ૨

મુક્તિપણું સુખ મનુજ જનમમાં, પામી બેસો ઠામ કરી;
ભજો ભાવ. ૩

દુઃખસમે સુખ ક્ષણિક જણાએ, તો પણ ઇચ્છો ભાવ ધરી;
ભજો ભાવ. ૪

દીપ લઇ કર કૂવે પડો કાં, આંખ છતી પણ અંધ ખરી;
ભજો ભાવ. ૫

સ્રીપુત્રાદિક વિષયસુખોમાં, માનો સુ ખ પણ છે ન જરી;
ભજો ભાવ. ૬

પરિણામે સુખ જેમાં રહ્યું છે, તે વસ્તુ રહી જાય પરી;
ભજો ભાવ; ૭

હુંપદ, મમતા, મનથી ત્યાગી, દેખો અંતર વૃત્તિ કરી;
ભજો ભાવ. ૮

અવિનાશી સુખ આત્મવિચારે, જેથી ભવભય જાઓ તરી;
ભજો ભાવ. ૯

અધિકારી નર એ સુખ માણે, ગુરુ ભગવાન કૃપા જબરી;
ભજો ભાવ. ૧૦

---

## સંસારમાં દોષદર્શન.

---

( શુદ્ધિ આણી ફળ જાણી—એ ઢાળ )

પ્રાણી જન્મ મરણ કાં સહન કરોરે, (બેવાર)
શાને ભવાર્ણવ ભટકી મરો. પ્રાણી જન્મ. ટેક.
જન્મ મરણ દુઃખ દાવાનળસમ, ( ૨ )
ત્યાંરે તેના ત્રાસથી તમો કાં નહિ દિલ ડરોરે.
શાને ભવાર્ણવ. ૧

સંસારનું સુખ સ્વપ્ના જેવું, ( ૨ )
હાંરે, તેની લે'માં લેવાઈ શું ફૂલાઈ ફરોરે.
શાને ભવાર્ણવ. ૨
વાર લાગે નહીં તેને વણસતાં, ( ૨ )
હાંરે, પછી રોઈને લાચાર થઇ અંતે ઠરોરે.
શાને ભવાર્ણવ. ૩
મિથ્યામાં જેમ મંડયા રહો છો; ( ૨ )
હાંરે, તેમ મોક્ષપદ પામવા ઉપાય કરોરે.
શાને ભવાર્ણવ. ૪
ભરણ પોષણનો ભય નવ રાખો, ( ૨ )
હાંરે, જેણે દાંત દીધા તે દાણો દેશે ખરોરે.
શાને ભવાર્ણવ. ૫
વિષયવાસના મનથી ત્યાગો. ( ૨ )
હાંરે, કામ ક્રોધ મોહ મારી ચકચૂર કરોરે.
શાને ભવાર્ણવ. ૬
આસુરી સંપત અલગી કરીને, ( ૨ )
હાંરે, દેવી સંપત્તિના ગુણનો ભંડાર ભરોરે,
શાને ભવાર્ણવ. ૭
અંતર રાખી શુદ્ધ નિરંતર ( ૨ )
હાંરે, સુજ્ઞ પુરૂષોના સંગમાં સદૈવ વિચરોરે,
શાને ભવાર્ણવ ૮
બ્રહ્મનિષ્ઠ ગુરૂનું શરણુ ગ્રહીને, ( ૨ )
હાંરે, નિજ આનંદના અનુભવે ભવ તરોરે.
શાને ભવાર્ણવ. ૯

---

## અજીતેંદ્રિયને ઉપાલમ્ભ.

( પીયાબિન મોરો જીયરા ભયોરી એ ઢાળ. )

જગતમેં તેં ભકત બની, જ્ઞાન ના લિયા; જગતમેં. ટેક.
વિખકા ભર્યો તેનેં, સાપ ન માર્યોરે;
રાફૂપર ક્રોધ કરી, તાડન કીયા. જગતમેં. ૧
અસદાચરણમેં, મન નહીં રોકારે;
વૃથા દંડ દેહકું, હેવાન ! કયું દીયા ? જગતમેં. ૨

## કાયર નરને શિક્ષા.

( રાગ સોરઠ, વિમલા નવ કરશો ઉચાટ એ ઢાળ. )

શું બોલો મુખથી બોલ દીનતાના તમેરે. ટેક.
બનો છો પામર મૂઢ અભાગી,
શાને લો છો મોતજ માગી;
જાગીને નથી જોતા વેદ પુરાણનેરે. શું. ૧
જપ, તપ, વ્રતના નિયમો ત્યાગી,
માયામાં રહો છો અનુરાગી;
સત્ય નિયમ વિણ તાપ ત્રિવિધના નહિ શમેરે. શું. ૨
નિજપદને તો કયાંથી જાણો,
સ્વરૂપનું સુખ કયાંથી માણો;
જાણો શું પરમારથ, મન જયાં ત્યાં ભમેરે. શું. ૩
બહુ દિવસો ભ્રાંતિમાં ભટકયા,
લોહ ગણીને ત્યાંથી અટકયા;

હવે ઓળખો નિજપદ જો તમને ગમેરે. શું. ૪

સતચિદ્આનંદરૂપ તમારૂં,
નડયું અવિદ્યાનું અંધારૂં;
બચવાનું કહું બારૂં તમને આ સમેરે. શું. ૫

શુદ્ધ મને સદ્ગુરૂની પાસે,
જવું વિનયથી મોક્ષની આશે;
સુખ થાશે ગુરૂચરણે મસ્તક જો નમેરે. શું. ૬

બોધ તત્વમસિ લઈને સારો,
વાચ્ય તજીને લક્ષ સ્વીકારો;
જીવ બ્રહ્મનું એકપણું જાણો તમેરે. શું. ૭

---

# વૈરાગ્યોત્પાદન.

( હે ચાંપરાજ, હે ચાંપરાજ. એ ઢાળ. )

હે પામરનર ! હે પામરનર ! તું અંતર કર સુવિચાર;
ખરસમ બેદરકાર બની કાં ખાલી થાય ખુવાર ? ૧
જો નામ રૂપ ( ૨ ) આ જગત પ્રતીતિ થાય;
કાયા માયા કારમી તે ક્ષણમાં વણસી જાય. ૨
નથી અમર રહ્યું ( ૨ ) આ પૃથ્વી ઉપર કોય;
રાય રંક ચાલ્યા ગયા તું નજરે રહીને જોય. ૩
આ મનુજ દેહ ( ૨ ) નથી મલતો વારંવાર;
દ્વાર મુક્તિનું સાંપડયું તે ખોયું વિષય મોઝાર. ૪
ધન ભૂમિમાં ( ૨ ) જ્યાં દાટયું ત્યાનું ત્યાંય;
પાળેલાં પશુ તાહરાં રહે ખીલે બાંધ્યાં જ્યાંય. ૫
તુજ પ્રાણપ્યારી ( ૨ ) ઘડી અલગી ન થતી નાર;
આવે તુજને વળાવવાને, જ્યાં લગી ઘરનું દ્વાર. ૬

સૌ સ્વજન સાથ (૨) તુજ કુટુંબને પરિવાર;
સ્મશાનસૂધી આવીને નિજ ઘરપ્રત્યે જાનાર. ૭

આ પંચભુત (૨) નો, દેહ ગણ્યો તેં તારો;
ચિતા વિષે સાથે બળીને, ભુતસંગ મળનારો. ૮

પરલોક માર્ગ (૨) માં જીવ એકલો જાય:
પાપપુણ્યને અનુસરીને, સુખ દુખ પામે ત્યાંય. ૯

વળી અધમયોનિ (૨) માં, અવતરી પામે દુઃખ;
જન્મમરણનો અંત ન આવે, કયાંથી પામે સુખ. ૧૦

મન કર વિચાર (૨) હું કોણ ને આવ્યો કયાંથી;
કયાં જાવું છે માહરે, આ જગત થયું શેમાંથી. ૧૧

એ પ્રશ્નથકી (૨) જિજ્ઞાસા તુજને થાય;
પૂર્ણ કૃપાળુ સદ્‌ગુરૂ મળતાં ભવનું બંધન જાય. ૧૨

ગુરૂ વિશ્વનાથ (૨) પ્રભુ અધમઉધારણહાર;
મુમુક્ષુજનહિતકારણે, શુભ ધર્યો મનુજઅવતાર. ૧૩

---

## ચેતવણી.

(ઢાળ મરશિઆ.)

ચેત! પ્રાણીઆ નરકની વાટે જાવું.
નરકની વાટે જાવું, ઘણું રહેશે તારે પસ્તાવું
રે ચેત! ટેક.

રૂડી દેહ મનુષ્યની તું પામ્યો,
ખુબ પૈસેટકેથી જામ્યો,
ઘડી સતસંગમાં ન વિરામ્યોરે. ચેત! ૧

સંતસાધુને પ્રેમથી ન પોંખ્યા,
અન્ન વસ્ત્ર આપી ન સંતોખ્યા;
શેર લોટ ન કોઈના જોખ્યારે. ચેત! ૨

શરમ મૂકી અધર્મમાં ચાલ્યો,
શુદ્ધ વેદવિહિત ધર્મને ન ઝાલ્યો;
અહોનિશ અહંકારમાં માલ્યોરે. ચેત ! ૩

બોધ સદ્‌ગુરૂ સંતનો ન લાગ્યો,
મુરખ માયાના મોહથી ન જાગ્યો;
ધકો ઓચિંતો કાળનો લાગ્યોરે, ચેત ! ૪

હામ મનની તે રહી ગઈ મનમાં,
કાળ આવી પુગ્યો જોબનમાં;
સોડ તાણી સૂતો જઇ વનમાંરે. ચેત ! ૫

દ્રવ્ય માલ છોડી ગયો ખાલી,
જમ નાવી તે ઠકરાઇ ઠાલી,
જમ આગળ જુગતી ન ચાલીરે. ચેત ! ૬

દારા, સુત, વિત્ત કામ કોઈ નાવ્યાં,
તને વોળાવી સૌ ઘેર આવ્યાં;
તારા નામનાં જમણ મચાવ્યાંરે. ચેત ! ૭

ધર્મરાય તને પૂછશે ત્યાંઈ,
જન્મ ધારી કરી શું કમાઈ;
ત્યારે ઉત્તર આપીશ શું ભાઇરે. ચેત ! ૮

નરક દુઃખ તે સહ્યું નવ જાયે,
મારે જમ તે માર ના ખમાએ;
રોમ રોમ અતિ વેદના થાએરે. ચેત ! ૯

બ્રહ્મરૂપ ભગવાનને ન જાણ્યા,
પોતે બ્રહ્મ આનંદમાં ન માણ્યા;
પૂર વેહેતામાં જાય તે તણાણારે. ચેત ! ૧૦

---

# કર્તવ્ય બોધ.

( સરકાર રજા દીજીએ. એ ઢાળ. )

જો વિચારી જીવ તારી શી ગતિ થશે?
બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂવિણ કોણ તારશે? જો વિ. ૧

ફિકર છોડી રાત દિવસ ફેલમાં ફર્યો;
સદ્‌ગુરૂ ઉપદેશ લેશ કાન ના ધર્યો. જો વિ. ૨

યુવતીસંગ અતિ ઉમંગથી રમી રહ્યો;
ગુરૂ વેદાંત વાકયનો સુબોધ ના ગ્રહ્યો. જો વિ. ૩

દંભ ડોળ રાખી ઠાઠ માઠથી ભર્યો;
દિલવિષે ન લેશ માત્ર દોષથી ડર્યો. જો વિ. ૪

બાળપણું જો ને તારૂં ખેલમાં ખપ્યું;
હરિગુરૂનું નામ તેં ન જીભથી જપ્યું. જો વિ. ૫

હાસ્યને વિનોદમાં યુવાની તો ગઈ;
નિજ સ્વરૂપ જાણવાની હોંશ ના થઈ. જો વિ. ૬

વૃદ્ધપણે ઇંદ્રિયો અશકત થઈ જશે;
શ્રવણ,મનન,નિદિધ્યાસ કયમ કરી થશે? જો વિ. ૭

ચેત ચેત રે અભાગી જીવ જાગને;
નમ્ર ભાવે ગુરૂ ભજીને મોક્ષ માગને. જો વિ. ૮

જીવરૂપ ત્યાગી શિવ રૂપ તું થશે;
ગુરૂ કૃપાથી ત્યારે કાર્ય તાહેરૂં થશે. જો વિ. ૯

જે ગુરૂ અખંડ બોધ બ્રહ્મનો કરે;
શિષ્ય વર્ગના ત્રિતાપ દૃષ્ટિથી હરે. જો વિ. ૧૦

તે ગુરૂ ભગવાન જ્ઞાનવાન મોક્ષદા;
શરણુ તે તણું ગ્રહો અભય રહો સદા. જો વિ. ૧૧

# આત્મજ્ઞાનમાટે સદ્‌ગુરૂશરણની આવશ્યકતા.



( લાવણી )

સદ્‌ગુરૂ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ટ–પદસેવાથી શુભ જ્ઞાન થશે,
અવર ઉપાસન કોટિ કરો પણ,
શ્રી હરિથી નહિ હેત થશે. ટેક.

સાધન કૈક રીતે કરી થાકયા,
પણ ભવનો નવ અંત લહ્યો;
તત્વજ્ઞાની ગુરૂ જેને મળીઆ,
ભવબંધનથી મુકત થયો;
પુરાણ રચતાં વ્યાસ મુનિને,
મુનિ નારદ મળીઆ જ્યારે;
અભય કરી અમૃત સુખ આપ્યું,
નિજપદ જ્ઞાન થયું ત્યારે. સદ્‌ગુરૂ. ૧

શમ દમ સાધન સહિત જનક નૃપ-
ને ગુરૂ અષ્ટાવક્ર મળ્યા;
આત્મજ્ઞાનનો ઉદય થાતાં;
જીવ બ્રહ્મના ભેદ ટળ્યા;
ભૂપ પરિક્ષત ત્રિવિધ તાપથી,
તપતો કોઇ થકી ન તર્યો;
સત્ય જ્ઞાન આપી શુકદેવે,
સપ્ત દિવસમાં મુકત કર્યો. સદ્‌ગુરૂ. ૨

સતી પાર્વતી પામ્યાં રૂડું,
જ્ઞાન પ્રતાપી શંકરથી;
રામાયણ અધ્યાત્મ તણો,

ઉપદેશ કર્યો પ્રભુએ મુખથી;
ઉધ્ધવને અર્જુન જેવા,
અધિકારી પણ ગુરૂ શરણુ ગયા;
કૃપાવંત શ્રીકૃષ્ણુ પ્રભુએ,
બ્રહ્મજ્ઞાન દઇ શાંત કર્યા. સદ્ગુરૂ. ૩
શાંતિથી સંતાપ વિરામ્યા,
વિષય વાસના દૂર ગઇ;
અચ્યુતના અદ્વૈત પ્રસાદે,
વૃતિ બ્રહ્માકાર થઇ;
રઘુકુલ દીપક રામચંદ્ર ગુરૂ,
વશિષ્ટને શરણે જાતાં;
મુક્ત થયા સંશયથી પોતે,
જ્ઞાન તણી ગંગે ના'તાં. સદ્ગુરૂ. ૪
અખંડ બ્રહ્માનંદ તણો,
અનહદ ઉપદેશ સફળ કીધો;
જેનો જગ જાહેર દાખલો,
યોગવશિષ્ટ વિષે લીધો;
પમાડવા અવિનાશિ પદ,
સદ્ગુરુ વિણુ કોઇ સમર્થ નથી;
ભવનો લવજો અંત ચહોતો,
સેવો સદ્ગુરુ તન મનથી. સદ્ગુરુ. ૫

---

# ગુરુપ્રતિ મુમુક્ષુની વિજ્ઞપ્તિ

## હોળી—કાફી રાગની.

ગુરૂજી ! આત્મજ્ઞાન વિણુ ભટકી મરૂં હું,
સદ્ય ઉતારો પાર. ગુરૂજી. ટેક.
લક્ષચોરાશી રખડી થાકયો, (૨)

મળીઓ મનુજ અવતાર. ગુરૂજી. ૧
ભવસાગર છે અતિશે ભયંકર, (૨)
ક્યાંયી ન દીસે પાર. ગુરૂજી. ૨
ત્રિભુવનમાં હું અન્ય ન દેખું, (૨)
આપ સમો દાતાર. ગુરૂજી. ૩
આપી જ્ઞાન કરોની કૃતાર્થ, (૨)
પ્રણમું વારંવાર. ગુરૂજી. ૪
ભવજલ તારણ આપજ નૌકા, (૨)
નામ તણો આધાર. ગુરૂજી. ૫
ગુરૂ ભગવાન પરમ હિતકારી, (૨)
ષડભગ જાણનહાર. ગુરૂજી. ૬

---

# સાધનચતુષ્ટય.



(રાગ કલ્યાણ. પ્યારા મારા અહો, એ ઢાળ.)

નમું ત્રિગુણપતિ, કરુણા કરો અતિ,
ચાર સાધનોનું રૂપ કહું યથામતિ. ટેક.

ઢાળ.

વિવેકને વૈરાગ્ય તથા ષટ–સંપત મુમુક્ષુતાય;
ચારે સાધન પાળે તેને, અધિકારી કેવાય.
નમું ત્રિગુણ. ૧
નિત્ય વસ્તુ છે બ્રહ્મ તે વગર, વિશ્વ સમસ્ત અનિત્ય;
નામરુપ જગ મિથ્યા જાણે, એ વિવેકની રીત.
નમું ત્રિગુણ. ૨
ક્ષણિક ગણે સુખ સ્વર્ગ લોકનું, બ્રહ્મલોક પર્યંત;
મૃત્યુ લોક સુખ શી ગણતીમાં, એ વૈરાગ્ય અનંત
નમું ત્રિગુણ. ૩

શમ, દમ, તપ, સુતિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન શુભનામ;
એ ષટ્ સંપત જેને, તેને જાણો સંપતવાન.
નમું ત્રિગુણ. ૪

શમ તે મનનો નિગ્રહ દમતે, બહિરિંદ્રિય વશ જાણુ;
નિજ વર્ણાશ્રમ ધર્મ પાળવો, તપ તે શાસ્ત્ર પ્રમાણુ.
નમું ત્રિગુણ. ૫

શીત, ઉષ્ણુ, સુખ, દુખ, સે'વું એ તિતિક્ષાતણું રૂપ;
ગુરુ, વેદાંતવાક્ય પર શ્રદ્ધા, તે વિશ્વાસ સ્વરૂપ.
નમું ત્રિગુણ. ૬

સમાધાન તે ચિત્તવૃત્તિ, એકાગ્ર નિરંતર થાય;
મોક્ષતણી દૃઢ ઈચ્છા તેને મુમુક્ષુતા કે'વાય.
નમું ત્રિગુણ. ૭

સાધનયુકતજ તત્વવિવેકતણો, અધિકારી થાય;
સદ્ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ ભગવાન મળ્યે દુખ જાય.
નમું ત્રિગુણ. ૮

---

## સેવનયોગ્ય મોક્ષસાધન.

( રાગ ઈંદ્રસભા. ધરસેં યહાં, એ ઢાળ )

સાધનો ફળે નહીં શ્રી સદ્ગુરુની સેવ વિના,
મોક્ષમાર્ગ દુર્લભ છે ઈષ્ટગુરુ દેવવિના. ૧

બ્રહ્મનિષ્ટ સંતપાદ તીર્થરુપ જાણી ભજો,
દેહગણી નાશવંત દુષ્ટવાસ દૂર તજો. ૨

છે ત્રિધાતુના શરીમાંહીં આત્મબુદ્ધિ ધરે,
પુત્રને કલત્ર મિત્ર ભ્રાતમાં મમત્વ કરે.
પૃથ્વીના વિકારરૂપ મૃત્તિકા સુવર્ણ તણી,

મૂર્ત્તિ સમ ધાતુ કે પહાણુ જેણે પૂજ્ય ગણી. ૪
નીરમાંહી તીર્થબુદ્ધિ કેવલ જે માની રહ્યો,
જન અભિજ્ઞ પૂજી કોઇ દિવસ નહિ લાવ લશે. ૫
તે વિવેકહીનપુરુષ બેલ તુલ્ય ભાર વહે,
પંડિત તે પુરુષ અને ખર વચે ન ભેદ લહે. ૬

---

# સાધનનું સાફલ્ય.

## રાગ ઠુમરી.

( નારાયણ નરસિંમ નરોત્તમ એ ઢાળ. )

સાધન સાધી શુધ્ધ થયો નહી, તો સાધન શું કામ કરે રે ?
સાધન. ટેક.

જપ, તપ, વ્રત, સેવાને પૂજા,
કેવલ તેથી શું અર્થ સરેરે;
ઓળખણુ નથી અંતરમાં તો,
નિશદિન કોનું ધ્યાન ધરેરે? સાધન. ૧

તીર્થ કર્યાં, પણ તાપ સમ્યો નહીં,
ચિત્તવૃત્તિ નવ સ્થિર ઠરેરે;
મમતા તેં મૂકી નહીં અળગી,
ભૂમીમાં ભટકી શું મરેરે? સાધન. ૨

એ સહુ સાધન સત્ય કહ્યાં છે,
અસત્ય નહિ લવલેશ ખરેરે;
પણુ બહિરંગ તજીને અંતર,
સાધનથી સુખમાં વિચરેરે. સાધન. ૩

સાધન સાધ્યાં પણુ ગુરુગમ વિણુ,
ભવભયથી તું નહિ ઉગરેરે;

શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂને,
શરણુ જવાથી સદ્ય તરેરે. સાધન. ૪

ગુરૂદ્વારાએ સાધનનું સુખ,
વર્ણવતાં મતિ શું ઉચરેરે ?
ગુરૂ ભગવાન ચરણુજ સેવક,
નિજપદમાંહિ વિરામ કરેરે. સાધન. ૫



## બંધ-મોક્ષ.



( એશું બોલો છો વિવેકી ભ્રાતા ભરથરી* એ ઢાળ. )

હું મારૂં એ બંધન છે સત્ય કરી જાણ,
હું નહીં મારૂં, નહીં એ મુકતતા વખાણ. હું મારૂં. ૧
બંધ, મોક્ષ ગુણવડે કરી જણાય છે,
ગુણ બધાય પ્રકૃતિ અનુસાર થાય છે. હું મારું. ૨



## પરોક્ષાપરોક્ષજ્ઞાન.



( હું, મારૂં, એ બંધન છે. એ ઢાળ. )

જ્યારે બ્રહ્મ છે ખરો એ જ્ઞાન ઉદય થાય,
તે પરોક્ષ જ્ઞાન થયું એમ તો મનાય. જ્યારે. ૧
હું પોતેજ બ્રહ્મ એવો નિશ્ચય જો થાય,
જ્ઞાન તે અપરોક્ષ તેથી મોક્ષ તો પમાય. જ્યારે. ૨

* આ રાગને ચડાવીને ઇંદ્રસભાના ઉંચા રાગમાં પણ ગવાશે.

( રાગ. દૈવ આશો કોપ તેં કર્યો એ પ્રમાણે. )

નિર્મલ જ્ઞાન અપરોક્ષ છે, બીજો પરોક્ષ પ્રકાર;
વિસ્તારીનેરે તે તણો, કહું સ્પષ્ટ વિચાર. નિર્મલ. ૧

છે પ્રભુ એમ જાણે સહુ, નાનું મોટું સૌ કોય;
જ્ઞાન પરોક્ષ છે સર્વને. (પણ) તેથી મોક્ષ ન હોય.
નિર્મલ. ૨

જ્ઞાની પરોક્ષનો મોક્ષ તો, થાય કાલ સંજોગ;
પરંપરા જો ગુરૂ મળે, હોય સંચિત યોગ. નિર્મલ. ૩

જ્યારે ગુરૂની કૃપા થકી, થાય અપરોક્ષ જ્ઞાન;
સાક્ષાત્ મોક્ષ તેથી મળે, પામે પદ નિર્વાણ. નિર્મલ. ૪

પાકક્રિયામાં હોયે ભલે, લોટ, બળતણ, ઠામ;
અગ્નિ વિના સહુ સાધનો, કહો શું કરે કામ ?
નિર્મલ. ૫

તેમજ જ્ઞાને પરોક્ષથી સર્વ સાધનો થાય;
અપરોક્ષરુપી અગ્નિ મળ્યે, સદ્ય મોક્ષ પમાય.
નિર્મલ. ૬

---

## સત્સંગમહિમા.

( અચાનક આશો કોપ કીધો કીરતાર. એ ઢાળ. )

સત્સંગે પરમપદ મુક્તિ પામશો,
દુસ્તર સંસારને જલદી તરી જશો;
તે માટે અતિ પ્રયત્ને કરો સત્સંગ,
નિશ્ચય પ્રકારે લાવી અંગમાં ઉમંગ.

## રાગ બંજારા.

મન લાવી અતુલ ઉમંગ ધરી પ્રેમ કરો સત્સંગ.
ટેક.

સત્સંગે પ્રાપ્ત સ્વરૂપ, ઉત્કૃષ્ટ પરમ નિજ રૂપ;
એ નિર્મળ જળની ગંગ, ધરી પ્રેમ. ૧
વળી દુઃખે પણ ન તરાએ, એવા ભવને તરી જાએ;
જલદીથી ચડે જો રંગ, ધરી પ્રેમ. ૨
છે સંગત સંતની સાર, મહિમા છે અપરંપાર;
તો શૂર ચઢાવી અંગ, ધરી પ્રેમ. ૩
બહુ શ્રમ સત્સંગે કરવો, ગુરૂ બોધ લક્ષમાં ધરવો;
ઘસી દંત દંતની સંગ, ધરી પ્રેમ. ૪
જ્યાં સૂધી સ્વસ્થ તુજ તન, નથી થયું શરીર પતન;
ત્યાં સૂધી સદૈવ અભંગ, ધરી પ્રેમ. ૫
એમ કાલક્રમણ નિત કરવું, તો મટે જનમવું મરવું;
પરહરવો નિત્ય કુસંગ, ધરી પ્રેમ. ૬
ગુરૂ વિશ્વનાથ કરુણાલુ, જેણે મુક્તિ સદાવ્રત આલ્યું;
મને કર્યો બધાથી અસંગ, ધરી પ્રેમ. ૭

---

# સત્સમાગમ.



### ( રાગ કનરો શિયાનો. )

સંત સમાગમ, હે સુખદાઈ,
કરનાં સંત સમાગમ ભાઇ. સંત સમાગમ. ટેક.
પાપ નિવારન, ગંગ નદી હે, (૨)
તાપ નિવારન, ચંદ્ર સહાઈ. સંત. ૧

કલ્પતરુસેં, હીન અવસ્થા, (૨)
મિટત સદા મન–વાંછિત પાઈ. સંત. ૨
એક એક દુઃખ–નિવારન કારન. (૨)
એક એક સાધન, હૈ જગમાંહી. સંત. ૩
તીનો દુખકું, કાટત પલમેં, (૨)
સંતસમાગમ, જો કર ભાઈ. સંત. ૪

## દેહાત્મબુદ્ધિ.

( રાજા હું મેં કામકા. એ ઢાળ. )

દેહને માને આતમા, એ [1]બુધથી થયેલું પાપ,
કોટી ગોવધથી વધે, માટે ગણવું અમાપ.
આત્મા હું [2]શુધ રૂપ છું, એ [3]બુધથી થએલું પુણ્ય,
થયું નથી થાશે નહીં, ન રહે એકે ન્યૂન.

## સ્થૂલદેહસ્પષ્ટીકરણ.



### લાવળી.

( જોડી તેં ના જોઇ. એ ઢાળ )

ગુરૂને પ્રેમે પાય લાગું, ગુરૂને પ્રેમે પાય લાગું;
તમ આનંદે રમવા આજ્ઞા આપતણી માગું. ૧
સુણો સૌ સુજન ધરી પ્રેમ, ( ૨ )

૧ બુદ્ધિ. ૨ શુદ્ધિ ૩ બુદ્ધિ.

સ્થૂલદેહ વ્યાખ્યાન કરૂં હું યથામતિ તેમ. ૨
થયો આ સ્થૂલ દેહ કોનો, (૨)
પંચીકૃત જે પંચભૂતનાં પચીશ તત્વોનો. ૩
ભૌતિક દેહ બન્યો ભારી, (૨)
ઉપર લાગે સુંદર અંદર દુર્ગંધી ભારી. ૪
મલિન મળમૂત્ર ભર્યું તેમાં, (૨)
માંસ, રૂધિર, કફ આદિક વસ્તુ અશુચિ રહે જેમાં. ૫
ઉત્તમ અતિ ખાન પાન, (૨)
મેવાને મીઠાઇ ભાતભાતોનાં પકવાન. ૬
દેહની અંદર તે જાએ, (૨)
મલિન દેહનો સંગ થવાથી વિષ્ટા તે થાએ. ૭
સુશોભિત વસ્ત્ર ધરે અંગે, (૨)
સ્વેદતણી દુર્ગંધી લાગી બગડે તે સંગે. ૮
અશુચિ પ્રત્યક્ષે ભાસે, (૨)
સ્થૂલ દેહ સવિકારી એવો આત્મા કયમ થાશે. ૯
દૃશ્ય એ દૃષ્ટા હું તેનો, (૨)
નિરઅવયવ હું અસંગ તેમાં લેપાઉં શેનો ? ૧૦
માટીથી ઘડો થયો જેમ, (૨)
પંચભૂત પંચીકૃતમાંથી ઘડો થયો એમ. ૧૧
ટીપ્યાથી વૃદ્ધિને પામ્યો, (૨)
પકવ્યાથી પરિણામ અવસ્થા યુવાનીમાં જામ્યો. ૧૨
કદાપિ છિદ્ર પડયું તેમાં, (૨)
છેવટ જાતાં ફુટયો એ સો વિકૃતિ થઈ તેમાં. ૧૩
ઘડામાં ગગન સમાયો જે, (૨)
નથી થયો ઉત્પન્ન, નથી ટીપ્યો, પકવાણો તે. ૧૪
છિદ્ર નથી પડયું વ્યોમમાંહી, (૨)
ઘડો થયો કદી નાશ, નાશ નહિ વ્યોમતણો ભાઈ. ૧૫

દેહને ષટ વિકારી જાણો, ( ૨ )
આત્મા પોતે નિર્લેપક સમજીને સુખ માણો. ૧૬
વળી જે બ્રાહ્મણાદિ વર્ણ, ( ૨ )
બ્રહ્મચર્યઆદિક આશ્રમ તે દેહતણા ધર્મ. ૧૭
સ્થૂલ, કૃશ, શ્યામ ગૌર દીસે ( ૨ )
બાળ, યુવા ને વૃદ્ધ અવસ્થા જાણ શરીરવિષે ૧૮
દેહને પ્રપંચ સૌ વળગ્યો, ( ૨ )
ગુરુ ભગવાન પ્રતાપે હું ત્રણ દેહથકી અળગો. ૧૯
ગુરૂને પ્રેમે પાય લાગું.

---

# સવિકારદેહથી નિર્વિકાર આત્માનું જુદાપણું.

ભૈરવી ગજલ.

દેખું વિકારો દેહમાં, એ મારામા નથી;
આ દેહથી સંબંધ મારે, લેશ તો નથી. દેખું. ટેક
જો સ્થૂલ તો આ દેહ છે, દુબળી તથાપિ દેહ;
આધિ વ્યાધિ પણ દેહની, એ માહેરી નથી. દેખું. ૧
ક્ષુધા, તૃષા, ભય, કલેશ તે-પણ દેહ ભોગવે;
ઈચ્છા અવસ્થા દેહને, નિજ પદવિષે નથી. દેખું. ૨
નિદ્રા રતિ ને ક્રોધ એ, વિકાર દેહના;
અભિમાન તેમ પવિત્રતા, મુજરૂપમાં નથી. દેખું. ૩
સંબંધ મારે દેહથી, નહિ કોઈ કાળમાં;
ગુરૂ બોધ રાખી લક્ષમાં નિશ્ચે કીધું મથી. દેખું. ૪

# બ્રહ્માનંદપ્રાપ્તિનું વિઘ્નોચ્છેદકસાધન.

*બિહાગની ગજલ.

બ્રહ્મના આનંદનો ભંડાર છે ભર્યો;
પણ તેને અહંકાર રૂપી અહિ વીંટી વળ્યો, બ્રહ્મ. ૧

સત્વ, રજો, તમગુણની, ત્રણ ફેણ છે પ્રચંડ;
અતિશે છે બળવાન ને મહાઘોર જાણે ચંડ. બ્રહ્મ. ૨

જો ચાંહે ભંડાર લેવા, કરની આ ઉપાય;
સદ્ગુરૂપાસે શસ્ત્ર છે તે યાચવાને જાય. બ્રહ્મ. ૩

શ્રુતિમતવાળા જ્ઞાનરૂપી, શસ્ત્રને ધરે;
ત્રિગુણી ફેણો છેદીને, અહિ નિર્મૂલો કરે. બ્રહ્મ. ૪

તો સુખના ભંડારને તું, સદ્ય પામશે;
સદ્ગુરૂજીના શસ્ત્રથી, સહુ કલેશ વામશે. બ્રહ્મ. ૫

# અખંડાનંદમાંસ્થિતિ.

રાગ આશાગોડી.

બ્રહ્માનંદમેં રેહેનાં, અહોનિશ બ્રહ્માનંદમેં રેહેનાં. ટેક.

ચહ સંસાર અતિ દુઃખદાયક, (૨)
સુખ દુઃખ આવે સો સેહેના, અહોનિશ ૧

માયામેં મત લિપટો જાઈ. (૨)
બાર બાર કયા કેહેનાં અહોનિશ. ૨

પલ પલમેં ઉઠ ચલનાં ભાઈ, (૨)
કયા લેના કયા દેનાં અહોનિશ. ૩

મિથ્યારૂપ પ્રપંચ દિસત હે; (૨)
દેખો ખોલી નેનાં. અહોનિશ. ૪

મોક્ષ ચહો તો બ્રહ્મપરાયન, (૨)
સદ્‌ગુરૂ આશ્રય લેનાં. અહોનિશ. ૫

---

## સ્વયંદેવ.

રાગ આશા ચોપાઈ.

પૂછે શિષ્ય ગુરુમહારાજ, કોણ દેવ? કહો મને આજ;
તારા મનનો જે સાક્ષી તે દેવ,
શુદ્ધ ચૈતન્ય, સત, સ્વયમેવ. ૧

મારૂં મન તો મારાથી દેખાય,
બીજા કોઇથી નવ પેખાય;
ત્યારે ગુરુજી કહે દેવ તું છે,
દૂર દેખવાનું કામ શું છે? ૨

તુંતો ઘટઘટ વ્યાપી રહ્યો છે,
એક અનેકરૂપે થયો છે;
બીજો દેવ નથી એમ જાણ,
"એકો દેવ" એ શ્રૂતિનું પ્રમાણ. ૩

---

## બ્રહ્મભજન કરવાવિષે.

રાગ દક્ષીણી લાવણી. "ચેન ના પડે" એ ઢાળ.

બ્રહ્મ નામ તું, સમજી લે ઉચારીરે (૨)
ધરીને હામ, આઠે જામ, એજ કામ, નહિ વિરામ,
જાણ મોક્ષકારીરે, બ્રહ્મનામ તું. ટેક.

એ ઉપદેશથી, પાર સર્વ પામ્યારે, (૨)
ધારી નેમ, પૂર્ણપ્રેમ, તજીને વે'મ, ભૂલે કેમ,
એ પ્રતાપ ભારીરે. બ્રહ્મનામ તું. ૧

સકલ શાસ્ત્રનો, એજ છે સિદ્ધાંતરે; (૨)
એ આધાર, હરે વિકાર, તરે સંસાર, મોક્ષદ્વાર,
પામે નર એ નારીરે. બ્રહ્મનામ તું. ૨

અંતરવૃત્તિથી, વાત જો વિચારીરે, (૨)
સર્વ ઠામ, પૂર્ણધામ, છે તમામ, આત્મરામ,
સૂઝ પડે સારીરે. બ્રહ્મનામ તું. ૩

માન મૂકીને, સમજ સાન સારીરે, (૨)
સોહંકાર, કર ઉચ્ચાર, લાગે તાર, સુખ અપાર,
ત્રણ તાપહારીરે. બ્રહ્મનામ તું. ૪

સદ્‌ગુરૂ મુખે, સમજી લક્ષ સારોરે, (૨)
એ વિચાર, વારવાર, હૃદય ધાર, મોહ માર,
જન્મ લે સુધારીરે. બ્રહ્મનામ તું. ૫

---

## બ્રહ્મવિચારનું અત્યુત્તમ ફળ.

---

( કબ સમરોગે રામ, અબ તુમ. એ ઢાળ. )

બ્રહ્મવિચારે મન, વિરામ્યું જેનું બ્રહ્મવિચારે મન;
તે ગંગાદિક તીર્થે નાહ્યો, પ્રેમે થયો પાવન,
વિરામ્યું. ૧

માનો અવની અર્પણ કીધી, કીધા સહસ્ર જગન,
વિરામ્યું. ૨

સર્વ દેવનું શુધ્ધ ભાવથી, પણ કીધું પૂજન.
વિરામ્યું. ૩

ભવના ભયથી પિતૃ તાર્યા, શોભાવ્યું સાજન.
વિરામ્યું. ૪
ત્રિભુવનમાં તે પૂજ્ય ગણાયો, ધન્ય ધન્ય તેને ધન્ય
વિરામ્યું. ૫
ગુરૂ કૃપાથી અનુભવ લીધો, સત ચિત આનંદ ધન.
વિરામ્યું. ૬

---

# બ્રહ્મનું અદ્વૈતપણું.

( ગજલ સોરઠની દેશી. )

અસ્તિ ભાતિ પ્રિય સો સત્ય હૈ,
કહો નામ રૂપસેં કયા ભયા ? ટેક.
સાગરસેં લહરી ઉઠતે,
વાકા નામ રૂપ જૂદા હુવા,
પાનીસેં લહરી જૂદી નહીં,
લહરી હુઇ તો કયા હુવા. અસ્તિ. ૧
મિટ્ટીસેં કુંભ પેદા ભયા,
વોહ મિટ્ટીરૂપ સદાયહે;
મિટ્ટીસેં કુંભ ન્યારા નહીં.
ઘટ જો હુવા તો કયા હુવા ? અસ્તિ. ૨
તંતુ ભયે જબ એકઠે;
પટ નામ તાકું કે'તહે;
પટ તંતુસેં જૂદા નહીં,
પટ જો હુવા તો કયા હુવા ? અસ્તિ. ૩
કંચનસેં કુંડલ હોતહે,
વાંકી આકૃતિ ન્યારી ભઇ;
કુંડલ સો કંચનરૂપ હે,
કુંડલ હુવા તો કયા હુવા ? અસ્તિ. ૫

જબ કાષ્ઠસેં દંતી ભયા,
તબ કાષ્ઠ નામ ભુલા ગયા;
નહીં હસ્તિ હે વો કાષ્ઠ હે,
હસ્તિ હુવા તો કયા હુવા ? અસ્તિ. ૫

મિસરીકા ઘોડા, પાલખી,
તલવાર આદિ હોતહે;
સબ ડાલા લેકે પાનીમેં,
દેખો તમાસા કયા હુવા ? અસ્તિ. ૬

મત ભુલો ભાઈ નામસેં.
અરૂ રૂપસેં રાચો નહીં;
ગુરૂગમ નેનાસેં દેખલો,
સબ બ્રહ્મરૂપ ભરા હુવા. અસ્તિ. ૭

---

# શિવસ્વરૂપપ્રાપ્તિવર્ણન.

---

રાગ આશા ચોપાઈ.

શંભુ સગુણ ઉપાસું મેં બનમેં,
સોતો પેખા નિર્ગુન મેરે તનમેં;
જીસકે કારન ફિરૂં મેં દીવાના,
વોહી નાથ મેરે દિલમેં જાના. શંભુ. ૧

છોડી દેહકે ધર્મ અનિત્ય,
ભયો અબમેં ઉપાધિરહિત;
શુદ્ધ હૃદય ભયો જબ મેરો,
હુવો અનુભવ જ્ઞાન ઉજેરો. શંભુ. ૨

જ્યોતિ અખંડ નિરાકાર રૂપ,
જાકું વંદે સુરાસુર ભૂપ;

નિત્ય શુધ્ધ નિરંજન દેવ,
તીન ગુનસેં ન્યારો અહમેવ. શંભુ. ૩

અબ કાયકું ફિરૂં મેં ઉદાસી ?
મુજકો યાંહી ગંગા ઓર કાશી;
જ્ઞાન ચક્ષુસેં ગુરૂને દિખાયા,
ઠોર ઠોર વ્યાપક મેંહી છાયા. શંભુ. ૪

---

## જીવનમુકત.



### લાવણી.

( ખુશ રહો અથવા બરડેમેં બિરાજો. એ ઢાળ. )

"હું સર્વ કર્મનો સાક્ષી" એમ જાણે છે,
વળી વારંવાર વિવેચન એજ કરે છે;
તે જન છે જીવનમુકત અને વિદ્વાન,
એમ વેદ પુકારી કહે તું નિશ્ચે માન.

( ક્ષત્રી કલંક કેમ લેશોરે, એ ઢાળ. )

જેહ પોતાને જાણે છે સાક્ષિરુપ,
તે સંસારને તરી ગયોરે.
વળી શુદ્ધ, ચિદાનંદ સ્વરુપ. તે સંસારને.
કરે વિવેચન તેનું વારંવાર, તે સંસારને.
પામ્યો જીવનમુક્તિ તે સુખકાર. તે સંસારને.
એ છે વિદ્વાન એમાં ન ગણો ભેદ. તે સંસારને.
એમ ડંકો દઈ કે' છે ચારે વેદ. તે સંસારને.

---

# નિર્વિકલ્પસમાધિ.



રાગ બરવો—પીલુ.

આદિ વિકલ્પ હતો જે મનમાં,
નષ્ટ થઇ લય પામ્યો તનમાં આદિવિકલ્પ. ૧

તે પછી અન્ય ઉદય નવ પામે,
શાંત થઇને ચિત્ત વિરામે આદિવિકલ્પ. ૨

ત્યાં સુધી ચૈતન શુદ્ધસ્વરૂપ,
રહિત વિકલ્પ ભાસે નિજરૂપ. આદિવિકલ્પ. ૩

માટે મનોવૃત્તિ શાંત કરીને,
આત્મસ્વરૂપ લો ઉરમાં ધરીને. આદિવિકલ્પ. ૪

---

# સ્વરુપચિંતન.



ભજ મન ગોવિંદા ગોવિંદા, એ ઢાળ.

નિજપદ મેં પાયા મેં પાયા,
સદ્દગુરૂ ખોલ બતાયા, નિજપદ. ટેક.
મેં પાયા સુખ પાયા, નિજપદ. ટેક.
સાચી વસ્તુ કમાયા. નિજપદ. ટેક.
નિત્ય, નિરંજન, શુધ્ધ, નિરામય, નિગમ નેતિ ગાયા.
અજર, અમર, હું અગમ, અગોચર, (૨)
એ અનુભવ આયા. નિજપદ. ૧
સબમેં વ્યાપક, સબસેં ન્યારો, સચરાચર છાયા,
જન્મ મરણ, ભય, શોકરહિત હું, (૨)

લાગત નહિ માયા. નિજપદ. ૨

મિથ્યા મૃગજલવત જગ સુખમેં, મૂરખજન ધાયા.
મેરા મેરા માન્યો તામેં, (૨)
સંગ ન કછુ આયા, નિજપદ. ૩

વિશ્વનાથ સદ્‌ગુરૂકી કૃપાસેં, મન મેરા ઠાયા,
શુધ્ધ ચિત્ત કરી તાકે ચરનમેં (૨)
જ્ઞાનગંગ નાયા. નિજપદ. ૪

---

# ભક્તિપ્રભાવ.



### ગજલ.

યેહ ભક્તિમેં જો મઝા થા, મુઝે માલમ ન થા;
મેરે પ્રારબ્ધમેં લીખા, મુઝે માલૂમ ન થા;
યેહ ભક્તિ. ટેક.

જંજાલ માયાકી, નિશદિન જો લગતીથી ગલે,
વોહ તો સબ છુટ ગઈ પલમેં મુઝે માલૂમ ન થા;
યેહ ભક્તિ. ૧

વૃત્તિ સબ શાંત હુઇ, દિલકું તો સંતોષ હુવા,
અહં મમ ભાવસેં છુટા મુઝે માલૂમ ન થા;
યેહ ભકિત. ૨

જીસકું મેં હુંઢતા, ફીરતાથા જીવરૂપ હોકે,
હો મેં શિવરૂપ દિખાયા મુઝે માલૂમ ન થા;
યેહ ભકિત. ૩

બિના સદભાગ્યસેં, ચીજ વોહ મિલતી નહીં,
ગુરૂ કરૂણાસેં પાયા મેં, મુઝે માલૂમ ન થા;
યેહ ભકિત. ૪

---

# પરમહંસદશા.

### રામ કાલિંગઢામાં.

વીતરાગીને શું થાયરે, વીતરાગીને.
સદા સમાન જણાયરે. વીતરાગીને. ટેક.

આભ ઉપરથી તુટી પડે કદી,
પૃથ્વી ફાટી ભલે જાયરે. વીતરાગીને. ૧

પર્વત સૌ પડવાને લાગે,
મહાસાગર મળી જાયરે. વીતરાગીને. ૨

બ્રહ્માંડ આખું ઉંચું નીચું થઈ,
ઉથલપાથલ થાયરે. વીતરાગીને. ૩

દૃઢ જ્ઞાનીને કહો ભાઈ તેથી,
હાનિ કે લાભ શું થાયરે ? વીતરાગીને. ૪

---

# પુષ્પાંજલિ.

### રાગ ભેરવી.

તિહારે ચરનનકી બલિહારી.
સદ્દગુરુ કરુનાકારી, તિહારે. ટેક.
આપ પ્રતાપ, તાપત્રયમોચન;
કોટિ જનમ અઘહારી. તિહારે. ૧
કામ, ક્રોધ, મદ, મોહ લોભકી;
દુષ્ટ વ્યથા સબ ટારી. તિહારે. ૨
સંશય દૂર કરી સુખ દીના;
મોય ભરોસો ભારી. તિહારે. ૩

ઓર ઠોર તરવેકો નાંહી;
દેખા ખુબ વિચારી. તિહારે. ૪
પૂર્ણ કૃપાસેં પાર લગતહે;
ભવજલસિંધુ અપારી. તિહારે. ૫
ગુરૂ ભગવાન, પુરન કરૂનાલુ;
પરમ પુરુષ અવતારી. તિહારે. ૬

---

# પુજ્યપાદ શ્રીરામગુરૂની સ્તુતિ.

### રાગ કનરો શિયાનો.

સદ્‌ગુરૂ રામ, જટાધર સ્વામી;
કરૂણાસાગર અંતરજામી, સદ્‌ગુરૂ. ટેક.
જ્ઞાનપ્રકાશક, જ્ઞાનસ્વરૂપી, (૨)
ભાવસહિત નિજ, છો બહુ નામી. કરૂણાસાગર. ૧
યોગિવિષે જે ઇંદ્ર ગણાએ, (૨)
પૂજ્ય પરમગુરૂ શ્રેષ્ટ શ્રી નામી. કરૂણાસાગર. ૨
જન્મમરણ મહા-રોગ નિવારણ, (૨)
વૈદ્ય મહા ધન્વં-તરિ ધામી. કરૂણાસાગર. ૩
મહત ગુરૂશ્રી, તમ પદ વંદું, (૨)
નિશદિન શરણ, ચહું મમસ્વામી. કરૂણાસાગર. ૪

---

# જ્ઞાનકટારી.

જ્ઞાનની કટારી સદ્‌ગુરૂએ ચોધારી મારી હૃદયામાં ટેક.

### સાખી.

મારી કટારી હૃદયવિષે, થયા વિભાગો ત્રણ;
સ્થૂલાદિક તન ભેદીયાં, અલગ રહ્યા ચૈતન્ય.

જ્ઞાનરૂપ પોતે થયા, કરતાં ભૂતનિષેધ;
તત્વમસિ મહાવાકયથીરે, જ્યારે ગુરૂએ કર્યો છે કર્યો છે ઉપદેશરે,
જ્ઞાનની કટારી મારી હૃદયામાં જ્ઞાનની. ૧
ધાર, ધબાકો, અણી નહિ, ફાટયા પડદા પંચ;
ઔષધ કે પાટા નહિ, પીડ ન ઉપજી રંચ.
ત્રણ ભુવન વીંધી કરી, નીકળી પારંપાર;
તેને અનુભવી ઓળખે, નગુરા અન્ય શું જાણે, શું જાણે એ કટારરે.
જ્ઞાનની કટારી મારી હૃદયામાં. જ્ઞાનની ૨
વિરાટાદિને ભેદીઆં, વિંધ્યાં પિંડ બ્રહ્માંડ;
વસ્તુ વીંધતા નીકળી, ચાર વેદ ત્રયકાંડ.
પાર પરા વાણીથકી, બાવન અક્ષર બહાર;
મન બુધ્ધિ પહોંચે નહિ, એવું અકલ સ્વરૂપ, સ્વરૂપ નિરાધારરે.
જ્ઞાનની કટારો મારી હૃદયામાં. જ્ઞાનની. ૩
જાણે જેને લાગી તે અવર ન જાણે કોય;
પ્રસવ પીડાનું ભાન તે વંધ્યાને શું હોય ?
સદ્‌ગુરૂ ચરણ પ્રતાપથી ત્રુટી જમની ફાંસી;
કહે જીવન કરજોડીને, મને ઘટમાં મળ્યા છે, મળ્યા છે અવિનાશીરે.
જ્ઞાનની કટારો મારી હૃદયામાં. જ્ઞાનની. ૪

## દોહા.

સાહેબ ઘટઘટ રમી રહ્યા, મર્મ ન જાણે કોય,
પૂર્ણ ગુરૂ જાકું મિલે, તાકું માલમ હોય. ૧
તુરીય સ્વરૂપ અલગ હે, કાલ જાલ નહિ ત્યાંય;

બ્રહ્મદર્શિ ગુરૂ જબ મિલે, પલમેં દેત બતાય. ૨
પ્રગટ થયો નિજ આતમા, ટલ્યો જગતકો ફંદ;
કહે જીવન કરજોડીકેં, વદો સચ્ચિદાનંદ ૩

## મતાગ્રહ તજવાવિષે.

"રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે" એ ઢાળ.

અનુભવી સંતતણો સંગ કરીએરે,
મતે બાંધ્યા મુંઝાઇને નવ મરીએ—અનુભવી.
ખટપટો ખટ દરશનમાં ભારીરે,
તેણે બાંધી જુગ્તિ ન્યારી ન્યારીરે;
હઠે કરી બ્રહ્મસુખ ગયા હારી. અનુભવી. ૧
નવા નવા કલિયુગમાં ધર્મ ચાલેરે,
મિથ્યાવાદિ મોટા થઇને માલ્હાલેરે;
હૈયાફૂટા વેદથી અવળા હાલે. અનુભવી. ૨
જે પદ હરિએ અર્જુનને સંભળાવ્યુંરે,
"સૂત્રે મણિ" સાત અધ્યાયે જણાવ્યું રે;
દુર્મતિએં ભ્રાંત કરીને દબાવ્યું. અનુભવી. ૩
ગુરૂવિશ્વનાથજી જ્ઞાન બતાવેરે,
પૂર્ણ પુણ્યે અધિકારી જન પાવેરે;
જીવન તેથી જનમમરણભય જાવે. અનુભવી. ૪

## સત્યાસત્ય.

(રાગ ઉપરપ્રમાણે.)

અનુભવે આતમ સત્ય સમજીએરે;
જગતને અસત્ય ગણીને તજીએ. અનુભવે.

આતમ સચ્ચિદાનંદ ઘન સુખરાશીરે;
ઘટોઘટ અંતર–બહિર પ્રકાશીરે;
મળે નહીં દોડતાં દ્વારકાં કાશી. અનુભવે. ૧
અસત, જડ, દુઃખરૂપ દેહને જાણોરે,
ભૌતિક જાણી ભાઇ ભરોસો ન આણોરે,
ખરેખર મૃગજલવત પરમાણો. અનુભવે. ૨
ગુરૂગમે હૃદયની ગ્રંથિ ભેદાયેરે,
સંશય દુઃખદાઈ સમૂળા છેદાયેરે,
શુભાશુભ કર્મો મનેથી તજાયે. અનુભવે. ૩
અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ જગ દરશાણુંરે,
જીવણુ નામ રૂપ પ્રપંચ પ્રમાણ્યુંરે,
સદ્‌ગુરૂ વિશ્વનાથ પ્રતાપે જાણ્યું. અનુભવે. ૪

---

## અનુભવમસ્ત.

### રાગ ઈંદ્રસભાને લગતો.

સદ્‌ગુરૂકી નિગા પાઇ કે મસ્તાન હોજાનાં ટેક.
મસ્તાન હોજાનાં રે દિવાના હોજાનાં. સદ્‌ગુરૂકી.
તનમનસેં ન્યારા હોઇકે, કર સાંખ્ય પ્રમાનાં;
સાંખ્ય દેખત જો રહે, વામેં સુરત લગાનાં. મસ્તાન. ૧
અનુભવસેં આનંદ હોતહે, કહે બેદ પુરાનાં;
બ્રહ્મજ્ઞાન મોક્ષ સોઈ, કૃષ્ણ કહાનાં. મસ્તાન. ૨
શ્રવણાદિ સાધન સાધકેં, સબ શોક મીટાનાં;
નામ રૂપ જૂઠ જાન કયું તું લોભાનાં. મસ્તાન. ૩
તીન ગુનસેં ન્યારા તુંઈ હે, નિજરૂપ નિદાના;
નિર્ગુન નિરવયવ, શુદ્ધ દોર ચલાનાં મસ્તાન. ૪
વિશ્વનાથ સદ્‌ગુરૂ પદ શીશ નમાનાં;
જીવન સમુદરકી લેર, સમુદ્ર સમાનાં. મસ્તાન. ૫

---

# જીવન્મુકિત ઉલ્લાસ.

રાગ "વિવા તે વિગતે વરણવું."

સદ્દગુરૂને શરણે રહી કહું જીવનમુકિત ઉલ્લાસ;
સ્થુલ, સૂક્ષ્મ, કારણ નહીં નહીં મહા કારણમાં વાસ. ૧.

પાંચે કોષથી પાર છું અવસ્થાત્રયથી અતીત,
સાક્ષીરૂપે દૃષ્ટા થયો એવું સુખસ્વરૂપ છે નિત્ય. ૨.

રવિ, શશિ, તારા, ને ગમ નહિ નહીં કાલ, કર્મ પ્રમાણ,
નિજ પદ હું પોતે સહી, સેવે નારદ સનક સુજાણ. ૩.

સહજ સુખમાં માલતાં એવું સ્વરૂપ સાક્ષાત્કાર,
વિધિ નિષેધ સંશય ટળ્યો, મન વિલસ્યું બ્રહ્માકાર. ૪.

બ્રહ્મરૂપ વિચારતાં સૌ દ્વૈતભાવ પલાય,
જીવ શિવ વિચારતાં પોતે પોતામાં સમાય. ૫.

પોતામાં પોતે થયા અદ્વૈત આતમરામ,
કોઈ ન લાગે કલ્પના પોતે સદા નિજ ધામ. ૬.

આકાશથી આઘેરડું પાતાલ પણ ભરપૂર,
પિંડબ્રહ્માંડ વ્યાપક સદા નહિ નિકટ ને નહિડ દૂર. ૭.

વાણી ન પોચે વૈખરી જ્યાં વેદ ન પોચે ચાર,
ગુરુ ગમે તે પામીએ, જો અનુભવ હોય લગાર. ૮.

અનુભવે એ પદ પામીએ જે પદ છે તુર્યાતીત,
આપે કહ્યું આપે સુણ્યું એવી દૃઢ અનુભવની રીત. ૯.

જીવનમુકિત ઉલ્લાસને જે ધારે હૃદયામાંહ્ય,
ગુરૂ વિશ્વેશ કૃપાથકી તેને "જીવન" મુકિત થાય. ૧૦.

# અજરામર પદ.

રાગ "અજબખેલ હમ દેખા" એ ભજનનો.

અક્ષય પદ મેં પાયારે સદ્‌ગુરૂને ભેદ બતાયા;
અબતો અક્ષય પદ મેં પાયા હોજી ટેક.
કાલચક્ર એકજગમેં ફિરતા, તા બીચ સબહી આયારે;
એહી ચક્રસેં સોઇ ઉગર્યા, જો સદ્‌ગુરૂ શરણે આયા,
અબતો અક્ષય પદ મેં પાયા રેજી, ૧
દાનવ માનવ દેવ આદિ સબ, બિકટ કાલને ખાયારે;
જોઈ દૃશ્ય હે તાકો નાશ હે, ઐસા નિયમ ઠેરાયા,
અબતો અક્ષય પદ મેં પાયા રેજી. ૨
ગતિ કાલકી જહાં નહિ પહોંચે, સોઇદેશ ગુરૂને બતાયારે
તુર્યાતીત અદ્વૈત એકરસ, નિગમ નેતિ કરી ગાયા;
અબતો અક્ષય પદ મેં પાયા રેજી. ૩
અજિત, અચિંત્ય, અલેપ, અમર, અજ, જયુંકા
ત્યુંહી ઠેરાયા રેજી;
ગુરૂ વિશ્વનાથ ચરનરજ જીવન, પટ્ટા અમર લખાયા;
અબતો અક્ષય પદ સેં પાયા રેજી. ૪

# પ્રાતઃસ્મરણ.

રાગ બિભાસ, ( ઉઠ પ્રભાત સમરીયે—એ ઢાળ. )

નિત પ્રત ઉઠકે પ્રભાત, ગુરૂ ગુરૂ મુખ કરનાં;
ગુરૂ ગુરૂ મુખ કરનાં, મન ધ્યાન વાકો ધરનાં—નિત ટેક.
મંગલકે કરન ગુરૂ, અશરનકે શરન ગુરૂ;
કલિમલદલદલન ગુરૂ, હરત જન્મમરનાં—નિત. ૧
તાપ ત્રિવિધ હરન ગુરૂ, શાન્તિ સુખ કરન ગુરૂ;
અમૃતકે ઝરન ગુરૂ, તીર્થરૂપ ચરનાં— નિત. ૨
બ્રહ્મરૂપ બરન ગુરૂ, નિજપદમય કરન ગુરૂ,
રંગિનકે ભગવાન ગુરૂ, જિન દયાસે તરનાં—નિત. ૩

# ભજનધ્વનિ.



( ભજમન ગોવિંદા—એ ઢાળ. )

ભજ મન ગુરૂ દેવા ગુરૂ દેવા, કર મનવચને હેવા; ( ભજ )
ગુરૂ દેવા સુખ લેવા—ભજ મન ગુરૂ દેવા. ટેક.
સદ્‌ગુરૂ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ, નહિ અવર મનુજ જેવા;
પૂર્ણબ્રહ્મ સચરાચર વ્યાપક, અજર અમર એવા—ભજ. ૧
વિષ્ણુ વિરંચિ સદાશિવ સદ્‌ગુરૂ, ગુરૂ ગગા રેવા;
ગુરૂથી અધિક નહિ ત્રિભુવનમાં, વદે વ્યાસ જેવા—ભજ. ૨
શિવ વિષ્ણુ નિજ લોક પમાડે, હરે ન ભવ ફેરા;
ગુરૂકરૂણા અતિ મુક્તિપ્રદાયક, તેથી અધિક કહેવા—ભજ. ૩
પંચ કલશ ત્રણ તાપ પાપ હણી, નિજાનદ રહેવા;
ગુરૂ ભગવાન ભજે જન રંગિન; અહો ભાગ્ય એવા—ભજ. ૪

---

# તૃષ્ણાદોષદર્શન.

( રાગ આશાગોડી. )

છોડને છેડો તું મારો, તૃષ્ણા તું છોડને છેડો મારો—ટેક.
છોડી દયા અતિ ક્રૂર બનીને, પાતક કીધાં હજારો—તૃષ્ણા. ૧
પ્રેમ તજી પિતુ માત સતાવ્યાં, સર્વ સ્થળે થયો ખારો-તૃ.૨
શરમ તજી બેશરમ બનીને, ઢોંગ કીધા થઈ ધુતારા—તૃ—૩
સિદ્ધ પ્રતાપી થયો તુજ વશ તો, તરણાં તોલે થનારો-તૃ. ૪
ભૂપ ભરથરી રાજ તજીને, કરૂપર હાથ પ્રસાર્યો—તૃ. ૫
તું ભવ માતા દોષ વિધાતા, સર્વ અનર્થના ભારો—તૃ. ૬
ગુરૂગમથી જગ મિથ્યા માન્યું; સ્વાત્માનંદ સ્વીકાર્યો—તૃ. ૭
ગુરૂ ભગવાન પ્રતાપે રંગિન, ભાર નથી હવે તારો—તૃ. ૮

# બ્રહ્મવિદ્યાપ્રભાવ.

## ગરબી છંદ.

(નાવછે નાવછે નાવછેરે સતસંગ તરવાનું નાવછે—એ ઢાળ)

ફંદ છે ફંદ છે ફંદ છેરે, બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે;
અન્ય વિદ્યા એ વિદ્યા ન જાણો, પેટ ભરવાના પાખંડ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે—( ટેક. )

અન્ય વિદ્યા નથી મોક્ષફળદાયક, આપે તે ફળ નાશવંત છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે ૧

ક્લેશ પ્રત્યક્ષને ફળતો પરોક્ષે, માનનારા મતિમંદ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૨

રોચક ભયાનક વાકયો લગાવી, વાડામાં વાળવાના બંધ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૩

દમડી ચમડીની ચોરીમાં ચાતુરી, એવા પ્રપંચી ઘણા પંથ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે· ફંદ છે ફંદ છે. ૪

તૃષ્ણારહિત વીતરાગિ બ્રહ્મનિષ્ટને, કેવળ કલ્યાણનો સબંધ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૫

ધર્મ અર્થ કામ મોક્ષ પ્રાપ્ત કરાવે, એવા વેદાંતના પ્રબંધ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૬

કૈવલ્ય મોક્ષ જેથી હસ્તાગ્રે થાય છે, એવા અદ્વૈત સિધ્ધ ગ્રંથ છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૭

ગીતા ઉપનિષદ ભાગવત ભાખે, શંકર ભગવાનનો સિધ્ધાંત છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૮

અમીરસસમ બ્રહ્મવિદ્યાને જાણો, વર્ષો વાદળરૂપ સંત છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૯

રંગિન સંસારના તાપે બળેલને, ગુરૂ ભગવાન તો વસંત છેરે;
બ્રહ્મવિદ્યાવિના બીજા ફંદ છે— ફંદ છે ફંદ છે. ૧૦

# અસત્ય વિશ્વાષ્ટક.

મહા જુલ્મ જગતમાંહી—એ ઢાળ.

નથી સત્ય જગત ભાઈ, રહ્યા શું આમાં લલચાઈ—
નથી ટેક.

નથી આદિમાં એનું એંધાણુ વચ્ચે આ મંડાણુ;
આખર છે મોકાણુ કહોશી સચ્ચાઈ— નથી સત્ય. ૧

નથી નિત્ય બ્રહ્માજી કે શેષ અનિત્ય સુરેશ અલીક નરેશ;
ગયા એ ગવા........ઈ........... —નથી સત્ય. ૨

નિત્ય સત્ય વસ્તુ તે કહેવાય વિનાશ ન થાય બની રહે સદાય;
એવું જગમાં............હી............ —નથી સત્ય. ૩

ક્ષણેક્ષણે દિવો બદલાય નદીનું જલ જાય એનું એ જણાય;
એજ મૂરખા............ઇ............ —નથી સત્ય. ૪

ઈંદ્રજાલ અને જગ એક કરો જો વિવેક ટકે ઘડી એક;
જતા ન ઠગા...........ઈ........... નથી સત્ય. ૫

જેમ સ્વપ્ન મનોરથ મ્હાંય ધનાઢ્ય થવાય જાગેથી ન કાંય;
કહો શી કમા........ ...ઈ............ નથી સત્ય. ૬

એમાં મોહ મમત્વ બંધાઇ છતાં ટળી જાય ક્લેશઅતિ થાય;
વળે નહીં કાં............ઈ............ —નથી સત્ય. ૭

જગ. જાણો સર્વ અસત રજ્જુમાં (જેમ) સર્પ ભગવાન ગુરૂ સત;
રંગિન સુખદા........ઈ........ —નથી સત્ય. ૮

# નિજાનંદ.



### રાગ ભૈરવ ત્રેતાલ.

( મુખ બોલો શિવકી બાની—એ ઢાળ. )

અનહદ આનંદ આજ ભયો, મેરે અનહદ આનંદ
આજ ભયો. ટેક.

સંશય સકલ ગયા તન મનકા, જનમ મરન ભવ
રોગ ગયો—મેરે. ૧

ષડ વિકાર જડ વપુમેં ચીને, મેં અસંગ ચિદ્રૂપ
રહ્યો—મેરે. ૨

સુખ, દુખ, ક્ષુધા, તૃષાદિક દ્વંદ્વો, પંચ પ્રાણ મન
બુદ્ધિ સહ્યો—મેરે. ૩

સ્થૂલ, લિંગ, કારનકો જાન્યો; તાકો પ્રકાશક
સાક્ષી કહ્યો—મેરે. ૪

દ્વૈતદશ્ય મિથ્યા મન માન્યો, અધિષ્ટાનકો જ્ઞાન
ગ્રહ્યો—મેરે. ૫

એક પૂર્ણ મેં શુદ્ધ સનાતન, અવિચલ અમલ અનુપ
લહ્યો—મેરે. ૬

ગુરૂ ભગવાન દયાતેં રંગિન, ભૂમાનંદ સ્વરૂપ
ભયો—મેરે. ૭

# અગમ્યરાહ.



કલ્યાણ, ત્રિતાલ, ગજલ, નેકી કરની સો કરલે
પ્યારે, રાગ ભેરવી, ખંભાત સોરઠ, વિહાગ,
કલ્યાણ વિગેરેની ગજલમાં.

( તુમ વા ન જા શકોગે—એ ઢાળ. )

જીસ રાહમે ચલતે હે હમ તુમ વાં ન આ શકોગે (ટેક.
નહીં ચંદ સૂર્ય પ્રકાશ હે નહીં અન્ય જ્યોતિ ઉજાશ હે;
ચિન્માત્ર નિત્ય વિકાશ હે તુમ વાં ન આ શકોગે—૧
વાં પુત્ર નહિ પ્યારા નહીં મિત્ર નહિ દારા નહીં;
મન ઇંદ્રિકા ચારા નહીં તુમ વાં ન આ શકોગે—૨
જીન આશ પ્યાસ ન મારી હે મમતાકી ભૂખ નટારી હે;
અહંતાકું વાં ભય ભારી હે તુમ વાં ન આ શકોગે—૩
વહાં કિસે નહીં દેખનાં નહીં બુદ્ધિસેં કછુ પેખનાં;
નિરાલંબ તત્ત્વ ઉલ્લેખનાં તુમ વાં ન આ શકોગે—૪
વહ રાહ ખાંડા ધાર હે જાનેકા દુનિયા પાર હે;
નટ દોરવત વ્યવહાર હે તુમ વાં ન આ શકોગે—૫
વિદ્વાન વહાં ભરમાતેહે, વહાં ભક્તજન ભય ખાતેહે;
રાગી અધમ તન પાતેહે, તુમ વાં ન આ શકોગે—૬
વહાં દશ્ય દાહક ચાગહે, કરતા બડા બલિ ભાગહે;
સ્વપ્રકાશ ચિદ્દઘન આગહે, તુમ વાં ન આ શકોગે—૭
વહાં બ્રહ્મરસકા પાનહે, પોતે ગુરૂ ભગવાન હે;
રંગીન શિરકા દાન હે, તુમ વાં ન આ શકોગે—૮

---

## દીપોત્સવી.

( નિજ પદ મેં પાયા મેં પાયા—એ ઢાળ )

નિશદિન દીવાળી દીવાળી, સંતે સુખદ નિહાળી,
નિશદિન દીવાળી દીવાળી—ટેક.
દીવાળી દુખ ટાળી નિશદિન દીવાળી ( ૨ )
નિજ મંદિરમાં કોટિ સૂર્યસમ આત્મપ્રભા ભાળી;

વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત સૃષ્ટિ થઈ એજ તેજવાળી–નિશ. ૧
સૂર્ય ચંદ્ર નક્ષત્ર વીજળી અગ્નિ તેજશાળી;
જળહળ જ્યોતિ ઘટોઘટ પ્રગટી આત્મ દીપમાળી–નિ. ૨
મોહસિંધુ તરિ અહંકાર હણિ શાંતિસીતા વાળી;
દેહત્રયમય લંક વિવેકી હનુમંતે બાળી—નિશદિન. ૩
બ્રહ્મવાહ્ં મનબુદ્ધિ નાહં ઉગ્ર દારૂ બાળી;
જન્મ મરણ ભવરોગ અનાદિ શરદ હવા ટાળી–નિશ. ૪
નગુરા બહુ જડ જ્યોતિ કરે પણ ચિત ચૌદશ કાળી;
સ્વયં જ્યોતિ ભગવાન ભકત ચિત રંગિન રઢિઆળી
—નિશદિન. ૫

---

## મનસૃષ્ટિ.

(રાગ બિહાગ, ભેરવ, આશા વગેરે.)

મનસૃષ્ટિ દુખદાઈ જગત મેં મનસૃષ્ટિ દુખદાઇ–જગત૦ (ટેક)
ઈશ્વરસૃષ્ટિ દુખદ નહીંહે, દુખદ કહત સો મુરખાઇ–જગત૦ ૧
પુત્ર મરન નહીં જાનત માતા, વાં લગ બડી હરખાઇ–જ૦ ૨
પુત્ર હયાત સુને મૃત માતા, તાં તે બડી અકળાઈ–જ૦ ૩
ઈશ્વરસૃષ્ટિકી માનુની દેખી, દુઃખદ ભઈ નહીં ભાઇ–જ૦ ૪
પંચ બાણુસેં પ્રાણુ હરત હે, જબ વો ચિત ચઢી આઇ–જ૦ ૫
ઓત બાતસે અનુભવ કર લે, થોરેમેં સમુઝાઈ–જ૦ ૬
સ્વપ્નેમેં તેરા શિશ કટાયા, ફિર તું ઓત દુખ પાઇ–જ૦ ૭
સંગિન મન વૈરાગ્ય લગાવો, તાતેં અધિક સુખ પાઈ–જ૦ ૮
ગુરૂ ભગવાન દયા તેં રંગિન, મનકું માર હઠાઇ–જ૦ ૯

# જાગ્રતિનો ઇસારો.



## રાગ મરશીયાની ઢબ.

( હિંદુપણું જાય હાલ્યું અથવા પ્રાણીઆ નર્કની વાટે
જાવું-એ ઢબ )

જાગ જીવડા જમડાનું જોખમ ઝાઝું,
જમડાનું જોખમ ઝાઝું, અહો વાગે આ કાળનું વાજું રે-
જાગ૦ ( ટેક )
અર્ધ આયુ તેં ઉંઘમાં ગાળી મૂર્ખતામાં તેં બાળવય બાળી,
યુવા ગઇ કે જરાએ કોટ ઝાલી રે જાગ૦ ૧
દિવસ એકની મુસાફરી જાતું સંગ મેવા મીઠાઈ બંધા
માહા મારગનું કર્યું શું ભાતું રે-જાગ૦ ૨
ચાય પાન વિના ટેસ કેમ આવે કરી તાર તુર્ત સ્ટેશને મંગાવે,
અકળ પંથનો વિચાર કેમ નાવે રે-જાગ૦ ૩
રેલ મોટરે ચડી મોજ મારે બાઈસીકલ ચડી ફરતો બજારે,
ભાઇ સીકલ જમ તારી બગાડે રે-જાગ૦ ૪
ભાત ભાતનાં ભોજન ભાવે ભગર ભેંસના દુધ દોવરાવે,
લાડી પાડી ગાડી સંગ નાવેરે-જાગ૦ ૫
વિષયભોગ થકી સુખ બીજું હેઠું એમ માની પત્નિમાં ચિત્ત પેઠું,
વેંત એક મોત પ્રસવ સમે છેટું રે-જાગ૦ ૬
નર નાર કને થાય થોડા થોડા જેને લાગ્યો વિષયરૂપ જોડા.
તું શેલડી નાર છે ચીચોડા રે-જાગ૦ ૭
કરી ભોગ રૂપ ધાન્યનો પથારો નીચે રોગ રૂપ જાળ રાખનારો,
કાળ પકડે છે પંખિયો હજારો રે-જાગ૦ ૮
હારમોનિયમ્ હોંસથી બજાવે ફોનોગ્રામવડે ગામને જગાવે.
કાળ કર્તવ્ય કર્મથી છળાવે રે-જાગ૦ ૯

હોય ઓયમાં હમેશ રહે બૂડયો સતસંગે ગુડાય નહીં ગુઠયો,
જશે આકડાનાં તુલ જેમ ઉડયો રે–જાગ૦ ૧૦
રહે બેંકો બજારમાં નાણું પડ્યું રેશે પુરેલ ઘેર ભાણું,
આવે ઓચિંતું અધવચ આણું રે–જાગ૦ ૧૧
લાભ લોભનું ઘેન ચડયું ભારી સોડ છોડે ન તૃષ્ણા નારી,
નથી હેતુની ફાવતી કારી રે–જાગ૦ ૧૨
તાત હાકલો કરે ધરી માજા કર્ણ ગુરૂ ભગવાન શબ્દ ગાજ્યા,
જખ મારે રંગિન જમ રાજા રે–જાગ૦ ૧૩

---

# સંયમસુખ.

## રાગ–ધનાશ્રી વગેરે.

(કમલમુખ રામભજનકું દીયા અથવા બ્રહ્મવિચારે મન–એઢબ)

સંયગનું સુખ માંણ મનવા સંયમનું સુખ માંણ (ટેક).
દુઃખ નિવારણ ભવજલતારણ સંયમ સુખમય વહાણ–
મનવા૦ ૧
વિષય રહીત નિદ્રા સુખ નૌતમ સંયમ કૃત ઉર આણ–
મનવા૦ ૨
નિદ્રા ઉડતાં સંયમ છુટતાં જાગ્રતની મોહોકાણ–મનવા૦ ૩
પશુ પક્ષી સમ કેવળ ભટકે કેમ થશે કલ્યાણ–મનવા૦ ૫
કરશું કરશું કરતાં કરતાં પલમાં છૂટશે પ્રાણ–મનવા૦ ૫
અવર શરીરે ભટકણ મળશે લે નર તનની લાણ–મનવા૦ ૬
સાકરના ગુણ શ્રવણ કરેથી સાકર સ્વાદ ન જાણ–મનવા૦ ૭
પાતક નાશક તત્વ પ્રકાશક સંયમ શ્રેષ્ટ સરાંણ–મનવા૦ ૮
કોટિ યજ્ઞસમ ક્ષણનો સંયમ ગીતા વેદ પ્રમાણ–મનવા૦ ૯
ગુરૂ ભગવાન દયાથી રંગિન સંયમ પદ નિરવાણ–મનવા૦

# દુઃસંગ દોષ.

### રાગ—કાફી આદિક.

(આ દિલકા કોઈ દરદ મીટાવે—ઓધવજી તો જ્ઞાન બતાવે—એ ઢબ)

દુષ્ટસંગ દૂષિત કરનારો શાણા વાત સ્વિકારો રે (૨) ટેક.
અમંગળે અતિ રામ ભગાયે કુસંગથી દૂષિત એ થાયે,
જન જો મંગળ સમયે ગાયે તુર્ત વડે પેજારો રે—દુષ્ટસંગ૦ ૧
"સાધુ" શબ્દ મહાત્મા વાચક દૂષિત કરતા અશકત યાચક,
"સાધુ" સંબોધનનો વાચક સુણતા લાગે ખારો રે—દુષ્ટસંગ૦ ૨
"મહારાજ" પદવી ઉત્તમવર સંગી થયા તેના દ્વિજ પામર,
અનુપમ પદ લેખાયું લઘુતર થાતાં સંગ નઠારો રે—દુષ્ટસંગ૦ ૩
મંગળ તે નથી થતું અમંગળ પણ દર્શાવ્યું કુસંગનું ફળ,
વિવેકીએ તજવા વિષયી ખળ સુચવ્યો શ્રેષ્ટ ઈસારો રે—દુષ્ટસંગ૦ ૪
વિષયી વિષયવિષે લલચાવે દ્વૈતવાદી દ્વૈતે ભરમાવે,
સો સો યુકિત કરી સપડાવે એ નગુરાનો ધારો રે—દુષ્ટસંગ૦ ૫
સંગત સદ્‌ગુરૂ સંતની કરવી બહિર્મુખીથી રતિ પરહરવી,
આજ્ઞા ગુરૂ ભગવાનનિ સ્મરવી રંગિન લાભ હજારો રે—દુષ્ટસંગ૦ ૬

—○—

# મનમાખી.

(રાગ—ધનાશ્રી વગેરેમાં ગવાશે—તાલ કવાલી.)

મન મારાં રે માખી રૂપ ન થા (ટેક.)
સુંદર શુદ્ધ શરીર ન જોતી સુક્ષ્મ વૃણ લે માખી ગોતી,
કરડી કરતી વ્યથા—મન મારાં૦ ૧

નિજ અવગુણ અગણિત નઇ પેખે તજી ગુણ દુરગુણપરના દેખે,
તજ એ તારી પ્રથા—મન મારાં૦ ૨
ખાય ન ખાવા દે મધમાખી શિષ કુટે લઇ જતાં પરાધી,
તેવી તારી કથા—મન મારાં૦ ૩
ક્ષણ પણ સ્થિરતા કદી ન ધરતી શુદ્ધાશુદ્ધ સ્થળોમાં ફરતી,
અહો અટકાવ વૃથા—મન મારાં૦ ૪
પલમાં માખો કોટ પકડશે ક્ષણ બે ક્ષણ ટાંગા તડફડશે,
આખર એજ દશા—મન મારાં૦ ૫
અમૃત રસ પી લે મનમાખી રંગિન લિજત અલૌકિક આખી,
ગુરૂચરણો ચિત્ત રહો—મન મારાં૦ ૬

---

# શ્રવણ મનન મહિમા.

## મલહાર ત્રિતાલ—કાફી વીગેરે.

( અતિ ઘન ગરજે બરસે ચમકે—એ ઢબ ).

શ્રવન મનન અમૃત બરસનતે
જનમ મરન તર જાવેગા હો જનમ મરન તર જાવેગા હો—ટેક.

હૃદય ભૂમિકા નરમ કરીકે રાગ આગ હર જાવેગા,
શુદ્ધ સત્વરૂપ હૃદય કરીકે મુમુક્ષુ પદ બી બોવેગા હો—
શ્રવન૦ ૧

વિવેક મોર વિરાગ બપૈયા મનહર શબ્દ સુનાવેગા,
કર બખ્તરકો ન્યારા પ્યારા આત્મ તત્વ તબ પાવેગા હો—
શ્રવન૦ ૨

બરખા બલસેં જળમય જેસેં તેસેં બ્રહ્મ દરશાવેગા,
બ્રહ્માનંદ અખંડ પ્રગટતેં રંગિન બંધ નસાવેગા હો—શ્રવન૦ ૩

# બ્રહ્મભાવના.



## કલ્યાણ—નાટકી.

પ્યારા મારા અથવા નમુ ત્રીગુણપતિ એ ઢબ.

ન હામ હારશો ન વિરામ પામશો,
બ્રહ્મ ભાવનાથી, બ્રહ્મ રૂપ પામશો— (ટેક) ૧

શ્રવણુ મનન નિત નિશદિન કરતાં છતાં સ્વરૂપ ન પમાય,
એ કારણથી નહીં કંટાળો, આ છે શ્રેષ્ઠ ઉપાય—ન હામ૦ ૨

જડ અધ્યાસ અનાદિ કાલનો, મંદમતિ વલી તેમ;
સૂક્ષ્મથી સૂક્ષ્મતર નિજપદ, અગમ્ય લાગે એમ—ન હામ૦ ૩

ભ્રમર ભાવના સતત થવાથી, કીટ ભ્રમર થઈ જાય;
બ્રહ્મભાવના નિશદિન કરતાં, નિજપદ પ્રાપ્ત કરાય—ન હામ૦ ૪

દ્રઢ અભ્યાસ ઉગ્ર વૈરાગે, ટળે દ્વૈતજડ ફંદ;
ગુરૂ ભગવાન કૃપાથી ભાશે, નિજપદ બ્રહ્માનંદ—ન હામ૦ ૫

અપ્રાપ્તની પ્રાપ્તી નથી કરવી, નિત્ય પ્રાપ્તિ નિશદિન;
બ્રહ્મભાવના બ્રહ્મરૂપને, પ્રગટ કરે રંગીન—ન હામ૦ ૬



# આપાત બોધ લક્ષણ.

—:o:—

રાગ કલ્યાણ આશા કાફી વીગેરેના સુરથી ગવાશે.

ઢબ ઓધવજી તો જ્ઞાનં બતાવે અથવા મનવાહનપર બેઠે વિરલા
પતિવ્રિતાનો ધર્મ પાળવો, વેષાવાડે વસવુંરે;
એ બે વાતોને નથી બનતું, લોટ છતાં મુખ ભસવુંરે—
પતિવૃતાનો (ટેક)

પ્રપંચનું સત્યત્વ નવ બળે, વિવિધ ભોગની તૃષ્ણા ન ટળે;
અદૃષ્ટપર શ્રદ્ધા પણ નમળે, શ્રવણકરી શું કરવુંરે-પતિવૃતા૦ ૧
મનનો સંયમ લેશ ન થાયે, શ્રવણસમે મન અહીં તહીં જાયે;
વાતોમાં કાં ઝોલાં ખાયે, શ્રવણ હૃદય કેમ ઠસવુંરે-પતિવૃતા૦ ૨
શ્રદ્ધા ભકિત, મૂર્તિ મંદિરમાં, તેની ચોથ નહીં ગુરૂઘરમાં;
વ્યભિચારી ભકિત અંતરમાં, વૃથા ચરણમાં પડવુંરે-પતિવૃતા૦ ૩
મુકત થવા મન હામ ધરાવે, કર્યું શ્રવણ મનને નવ લાવે;
નિજાનંદ અનુભવમાં નાવે જન્મમરણ કેમ કસવુંરે-પતિવૃતા૦ ૪
અભેદના અભ્યાસી થાવું, ભેદવાદીનું ગાયુ ગાવું;
પેટ અર્ધ દ્વૈતે દોરાવું, પથરા બાંધી તરવુંરે-પતિવ્રતા૦ ૫
મિથ્યા મિથ્યા મુખે ઉચરીએ, કર ઉપર કર કદી ન ધરીએ;
મહામોક્ષની ઈચ્છા કરીએ, યમને આવે હસવુંરે-પતિવ્રતા૦ ૬
મન વાણી નિજ કૃતિ સુધારે, સાધન શુદ્ધ હૃદય કરી ધારે;
રંગિન ગુરૂ ભગવાન ઉગારે, નિજપદ નિત્યવિલસવુંરે-પ્રતિવ્રતા૦ ૭

---

## દુઃખનું મુળ.

### રાગ ધનાશ્રી પુરવી વીગેરે.

કામી શું ન કરે (એ ઢબ)

અજ્ઞારે ન ગુરા શું ન કરે— (ટેક)
દેહએજ આત્મા મનધારે,
મરણ એજ માહા મોક્ષ સ્વીકારે-પાપે પેટ ભરે-અજ્ઞારે૦ ૧
પંચદેવ સ્ત્રી પુત્ર સાસરાં;
ધન વૈભવને સરસ ખાસડાં-ઊરમાં એજ સ્મરે-અજ્ઞારે૦ ૨
સિંહ સમાન સુર બનનારા;

મૃત્યુથી બચવા મથનારા—ઊંદર દેખી ડરે— અજ્ઞારે૦ ૩
વૈદિક ધર્મ સનાતન ભજતા;
પાખંડી પંથોને ભજતા—મલેચ્છની મૂર્તિખરે— અજ્ઞારે૦ ૪
દેશ વેષ ભાષા તરછોડે;
યથેષ્ટ વર્તન કરે સજોડે—આર્ય અનાર્ય ઠરે— અજ્ઞારે૦ ૫
રંગિન ગુરૂ ભગવાન ન સ્મરતા;
પ્રત્યુત નિશદીન નિંદા કરતા—ભગમાં ભટકી મરે—અજ્ઞારે૦ ૬

---

# આત્મવિલાસીવસંત.



હોરિ શ્યામરો હજહુ નહિ આયો એ રાગ.

કહો તમો કોણ બતાવો કહે બ્રહ્મવિદ્યા જણાવો—કહો તમો (ટેક)
હું આશક અતિ આપની ઉપર આપ મને બહુ ભાવો,
પ્રથમ દઈ પિછાન બરાબર મંદીરમાં પછી આવો;
રસિક મને રંગે રમાવો કહો તમો કોણ બતાવો. ૧
જો કહેશો હું અમુક નામનો દેહાકાર બતાવો,
તો તે નામ જનમતાં નહોતું ફઈએ ફંદ ઉઠાવ્યો;
ચતુર ચટ ઉત્તર લાવો કહો તમો કોણ બતાવો. ૨
દેહ બતાવ્યો તે અવયવ અલગા હાથ પગો ન કહાવો,
સર્વ શરીર થશો કદી પ્યારા માંસરૂધિર રૂપ થાઓ
તો તો નહિં મંદીર આવો કહો તમો કોણ બતાવો. ૩
ડહાપણદાર વિચારવંત અતી જનસીરદાર કહાવો,
ખબર નથી તમનેં તો તમારી આ શી પોલ ચલાવો;
નવાણુંની ભૂલ હલાવો કહો તમો કોણ બતાવો. ૪
દેહતણું અભિમાન તજી તમે જીવરૂપે ઝટ થાઓ,
જીવનું લક્ષ્યસ્વરૂપ જણાયે અજરઅમર પદ પાઓ;
અખંડાનંદ કહાવો કહો તમો કોણ બતાવો. ૫

અબીલ ગુલાલ ચતુષ્ટય સાધન અનહદ ડમરી ચડાવો,
ભવહર ગુરૂ ભગવાન દયાથી બોધનો ધોધ ચલાવો;
રંગિન મને રંગ લૂટાવો કહો તમો કોણ બતાવો. ૬

---

## હોરી બીજી.



નથી તમે જીવ અભાગી (૨) વિચારેથી શિવ છો સુહાગી–નથી.
સુખ દુઃખ આદિ દ્વંદ્વ ધર્મની ઘટના ઘટમાં લાગી,
દેહાધ્યાસથી માની પોતામાં તાપ ત્રિવિધ લીધા માગી,
હાથે કરી થઈ હત ભાગી– નથી તમે૦ ૧

સુખ દુઃખ જાગૃત સ્વપ્ન સુષુપ્તિ, જન્મ મરણ જો જાગી;
સર્વ વિકાર તણાછો દ્રષ્ટા તેથી ન લેશ ઉપાધિ;
તમો નહીં દ્વેષી કે રાગી– નથી તમે૦ ૨

જીવેશ્વરનું સ્વરૂપ વિચારો વાચ્ય અર્થ દયો ત્યાગી;
લક્ષાર્થે જો લક્ષ ધરો તો ભ્રમણા ભવની ભાગી;
થશો શિવરૂપ સુભાગી– નથી તમે૦ ૩

તત્ત્વમસિ આદિ મહાવાકયો ભ્રાંતિ બધી દે ભાંગી,
જીવ ઈશમાં ભેદ ન ભાખે એહ જણાવે ઉપાધિ;
તેને તમે દયો ઝટ ત્યાગી– નથી તમે૦ ૪

શ્રવણ મનન નિદિધ્યાસન કરીને ગુરૂપદ પંકજ લાગી,
શુદ્ધ સ્વરૂપનો બોધ થયો પછી અનહદ નોબત વાગી;
જનિ મૃતિ ગઈ ઝટ ભાગી– નથી તમે૦ ૫

ગુરૂ ભગવાન ચરણુરજ શોભિત કેશર રંગ ચુનાગી,
સોહમ્ બ્રહ્મના કુમ્ કુમ્ દેંકો રંગિન થઈ સદ્દભાગી;
હોરિ અવી હરિહરે માગી– નથી તમે૦ ૬



# વિવર્તવિકાર સપ્તક.

### રાગ ધનાશ્રી વિગેરે

કમળમુખરામ ભજનકુ દિયા (એ ઢબ)

અજાયબ વિશ્વ વિકાર જણાય (૨)
અસત્ય કહું તો ભાસી રહ્યું છે, સત્ય કહે ન સહાય—અજાયબ૦ ૧
આદી ન આવું અંતે હણાવું; વર્તમાને વખણાય—અજાયબ૦ ૨
નામને રૂપને નૌતમ નખરે, વસ્તુ ન વરતી શકાય—અજાયબ૦ ૩
જીવ ઈશિનો જન્મ જણાવે, એક અનેક દેખાય—અજાયબ૦ ૪
મિથ્યા માને મુક્તિ પમાડે, સત્ય માને સપડાય—અજાયબ૦ ૫
મોહન માયા જનુની જેની, વાત તેની શી વદાય—અજાયબ૦ ૬
ગુરૂભગવાન કૃપારૂપ રંગીન, ભેષજ[1] એક ભણાય—અજાયબ૦ ૭

# જગરચના.

### રાગ મલ્લાર.

ચડી આવ્યાં વાદળ કાળાં (એ ઢબ)

પ્રભુ જગરચના તુજભારી (૨)
અનુપમ રમ્ય અગમ્ય મનોહર નિરખી નિરખી બલિહારી—પ્રભુ.
ઉપાદાન દીસે નહીં જગનું નિરાધાર ભાસે;
નિરાકાર રૂપે નિપજાવ્યું યંત્ર સ્વતંત્ર મોરારી—પ્રભુ૦ ૨
જળ બુદ્દબુદ્દનું નરતન નૌતમ અતિ ઉત્તમ તુજકારીગિરી;
મતિ અનુસારે તત્ત્વ વિચારે કરે ખોજ હરિતારી—પ્રભુ૦ ૩

---

૧ દવા.

ઉપાદાન તું અધિષ્ટાન તુ જગદાકાર રહ્યો ભાસી;
અસ્તિ ભાતિ પ્રિયરૂપ પ્રકાશે રંજીત જગ છબી ધારી–પ્રભુ૦ ૮
લવણ પૂતળી ઉદધિ માપતાં આપ બની જળમય વામા;
અન્યો બ્રહ્મમય ભૂમા કથતાં રંગિન ગુરૂ શિરધારી–પ્રભુ૦ ૯

---

## વિશ્વરૂપ.



રાગ–મલહાર કાનરો તાલ કવાલી

શી, જગરચના, જગ કરતા (૨)
એક અનેક અનેક એકતું, જડ ચેતન તનુ ધરતા–શી૦
અધિષ્ટાન, રજ્જુ જયમ, બનતો, સર્પ દંડવળી જળધારા,
ભિન્ન ભિન્ન પ્રત્યક્ષ દિશે પણ, રજ્જુરૂપ ન પ્રથકતા–શી૦ ૧
સ્વપ્નસમે નિરખે નર સ્વારી હયગજ રથ રથી માર્ગ પ્રમા;
સર્વરૂપ ત્યાં સુપ્ત પુરૂષસમ વિશ્વરૂપ વિસ્તરતા–શી૦ ૨
નામરૂલ જલવત મિથ્યા, અસ્તિભાતિ પ્રિયરૂપ તુંહી;
સચરાચરનું આત્મતત્ત્વ તું. તું રસજ્ઞ રસભરતા–શી–૦ ૩
તુજસ્વપ્ને વિભુવિશ્વવિલસતું, તથાપિ તું પ્રભુ સુપ્ત નહીં,
અજ્ઞ તજજ્ઞ સર્વજ્ઞ નિરામય, અનહદ એ ઇશ્વરતા–શી૦ ૪
તું કરતા, પ્રભુ તુંજ અકરતા, તું ભરતા ધાતા ધરતા,
ગુરૂભગવાન રૂપે તું રંગીન આત્મ સ્વરૂપે રમતા–શી૦ ૫

---

# ચિદાત્મચમત્કૃત.



## રાગ માઢ.

વીરા વેષાના યારી ( એ ઢબ )

વાહ વાહ વીર મદારી, શી કૃતી તારી જાઉં બલહારી યાર;
આશી માયા વિસ્તારી પીંછી પસારી, જાય નધારી લગાર;
તું પ્રભુ એકઠસાઠસ વ્યાપક, સત ચિત આનંદ રૂપ;
શાથી શી રીતથી શેમાં બનાવ્યું, આ વિશ્વ વિચિત્ર અનુપ
—વાહવાહ૦ ૧
ચેતન ઘનમાં તું જડ ક્યાંથી લાવ્યો, શેમાં બનાવ્યો આકાશ;
ભેદવડે ભરપુર આ ભાસે, અદ્રય અનઅવકાશ—વાહવાહ૦ ૨
હોય ન તેતો દેખાય પલકમાં, દેખાતું તે ટળી જાય;
ક્યાંથી એ આવે કોણ બનાવે, દીશે ન શેમાં સમાય—વાહવાહ૦ ૩
તું સૂત્રધારને પ્રકૃતિ નટી; ચતુરાનો આ ચમત્કાર;
અજ્ઞાન અંજન આંજી જીવોને, દેખાડે વિશ્વ વિસ્તાર—
વાહવાહ૦ ૪
એક અનેક થવા કરી ઇચ્છા ત્યાં, પ્રકૃતિ પામી વિકાર;
તું વિશે તારી શક્તિ પરિણામનાં તું જાણે જગદાકાર—વાહવાહ૦ ૫
રજ્જુમાં સર્પને છીપમાં રૂપું, સ્થાણુંમાં ચોર જણાય;
ગુરૂ ભગવાન સ્વરૂપમાં રંગિન, વિશ્વ વિવર્ત વદાય—વાહવાહ૦ ૬



# અનુભવોદ્ગાર.

## રાગ માલકોશ—તાલ દિપચંદી.

અહો [1]બ્રહ્મવિદ્યા અહો આત્મજ્ઞાન અહો બ્રહ્મનિષ્ઠા વરિષ્ઠા
મહાન અહો—ટેક.

હણ્યો છે માહા મહિષ દેહાભિમાન હવે તાપ અધ્યાત્મ અત્યંત
શાન્ત;
ચણ્યા ચંડને મુન્ડ માનાપમાન થયો સર્વમાં સ્નેહ પોતા સમાન
—અહો૦ ૧

હણ્યો કામરૂપ અસુર રક્તબીજ થયું ચિત્ત નિષ્કામ નિસ્વાર્થ પ્રીત;
મરાયો માહામોહ શુંભ ખચિત ખરે રાગ દ્વેષાદિ નિર્મુક્ત ચિત્ત
—અહો૦ ૨

ગલાયો બીજો લોભ રૂપ નીશુંભ વિનાચિત્ત વિક્ષેપ નિર્વાન અંસ;
કપાયો માહા ક્રોધ કાલો ભુજંગ થયું પિન્ડ બ્રહ્માન્ડ નિરવીષ
અંગ—અહો૦ ૩

નથી તાપ સંતાપકે પાપ લેશ બીરાજે સદા દેહ દવારે મહેશ;
નથી જન્મ મૃત્યુનિ ભીતી જરી દિશે સ્વાત્મરૂપે સદા શ્રીહરી
અહો૦ ૪

બિજા વિશ્વમાં દેહ અત્યંત છે રહયો એ રીતે એક આ પિંડ છે;
રહો જાઓ નિંદાઓ વંદાઓ છો સુખીવા દુખી જેમ પ્રારબ્ધ હો
—અહો૦ ૫

સુખી શાંત કૃત કૃત્યરૂપે રહ્યો ન આનંદનો સ્વાદ જાએ કહ્યો;
ગુરૂદેવ ભગવાનના પ્યારથી છુટયો રંક રંગિન સંસારથી
—અહો૦ ૬

---

૧ બ્રહ્મવિદ્યા દેવીએ કરેલો અસુરોનો ક્ષય

# વિશ્વરુપદર્શન.



રાગ લલિત–કેદાર નાટ.

દેખો નહિ ઓર....ગો....વિંદ ઠોર હિ ઠો....ર–દેખો. ટેક.
જલ થલ નભધર સચરાચર ધર....
સ્થાણું બનત જેસે ચો....ર.... દેખો નહિ ઓર. ૧
ગ્વાલ લાલ અંગિયાધર પ્રાતર....
પ્રીયતર....અરૂ ન કિશો....ર.... દેખો નહિ ઓર. ૨
ગોરસ પીવત ગૌવાં ચરાવત....
ગોકુલ....ચંદ ચકો....ર.... દેખો નહિ ઓર. ૩
ચિત્ર વિચીત્ર વિશ્વમય દરશન....
સો શ્રંગાર હી સો....લ.... દેખો નહિ ઓર. ૪
તુમ નીરખત જગ હમ નીરખત હરી....
જાકે હાથ જગદોર...ર... દેખો નહિ ઓર. ૫
પ્રભવ સ્થિતી જગ પ્રલય પ્રકાશક...
અવિનાશીની શિ ભો...ર... દેખો નહિ ઓર. ૬
સોહં હંસઃ ઘટ ઘટગીરધર...
અંસી બજન ઘનઘો...ર... દેખો નહિ ઓર. ૭
ગુરૂ ભગવાન ભજનતે રંગિન...
નીરખત શ્રી રનછો...ર... દેખો નહિ ઓર. ૮

—o—

# જ્ઞાનીની ગતિ.

નાથ કૈસે ગજકો—( એ ઢબ )

રહત નહીં જ્ઞાનીકું ભવભય ભાઈ;
જાકી અહંતા મમતા કટાઈ—રહત નહીં ( ટેક. )
દ્રષ્ટા દ્રશ્ય વિવેક કરીકે દેહસે પાઇ જુદાઈ;
મૃગ જલ સમ સબ દ્રશ્ય સમજકે રાગકી આગ બુઝાઇ—
રહત૦ ૧
દેખન માત્ર વપુ વરણાશ્રમ કિંતુ ન તાસેં સગાઇ;
સત્ય અસત્ય સ્વરૂપ સમજકે સત્ય સમાધિ લગાઇ—રહત૦ ૨
સંચિત કર્મકો દાહ કીયો જ્ઞાનકી અગ્નિ જલાઇ;
આગામી વાકુ સ્પર્શ કરત નહિં જલબિચ કમલકી ન્યાંઈ;
—રહત૦ ૩
ભુંજલિયા યાતે ગુંજા ન દીસે જેસાહિ તે સા,ચ નાહી;
બોઈ દીયા તોબી છોડ ન નીકસે સો સ્થિતિ જ્ઞાનીને પાઇ
—રહત૦ ૪
દો વિષ દંત નિકસ ગયે મુખસે વિષધર નહીં દુખદાઈ;
મેં ઓર મેરા વિસર ગયા મનસે જખમારે જમરાઈ—રહત૦ ૫
લોહ અસિ બસી પારસ સંગમે કનક બની બદલાઇ;
સદ્‌ગુરૂ સંગસે જીવ મીટીકે શિવજીકી પદવી પમાઇ—રહત૦ ૬
આપ અમાપ એક રસ પેંખત દ્વૈત પ્રતીતિ ભુલાઇ;
ગુરૂ ભગવાન દયા તે રંગીન જીવન મુક્તિ મિલાઈ—રહત૦ ૭

# મૂર્ખમતિને શિક્ષા.

### રાગ—ભૈરવ કાલિંગડા મિશ્રિત.

### કોઈ હાલ કહો જોકે (એ ઢબ)

શી મૂર્ખ મતી તારી, જરા નર જો તું દિલધારી—શી. ટેક.
નથી એમાં સુખડું લગાર, સત્ય નહીધાર મરૂસ્થળ વારી—
શી૦ ૧
દુઃખનું આલય માંસ રૂધિરમય, ક્ષય લય ક્ષણે થનાર;
એવા દેહમહીં અહંકાર, અરે ધિકાર, નરક અધિકાર—શી૦ ૨
રૂપ રસાદિક પંચ વિષયમાં, પામર કરી કરી પ્યાર,
તેં લાખો લીધા અવતાર, પડયો પેજાર, બન્યો બેજાર, વિભ-
વતુજ ભારી—શી૦ ૩
માની રહ્યો મન સુખનાં સાધન, પુત્ર પ્રિયા પરિવાર;
સૌ સ્વારથથી ભજનાર, સરે તજનાર, વિચાર વિચાર, અહો
અવિચારી—શી૦ ૪
આમ સમજ જન નશ્વર દુઃખકર, સર્વ જગત વ્યવહાર;
ગણુ જાગ્યો ત્યાંથી સવાર, મોહમતિ માર, સ્વરૂપ વિચાર,
ગુરૂ શિરધારી—શી૦ ૫
મોહ વિદારક, અનુપમ ધારક, તારક ગુરૂ ભગવાન;
ગ્રહી ચર્ણું રંગીન ભવપાર, નહીં સંસાર, નક્કી ઉદ્ધાર નિગમ
અનુસારી....તો શુદ્ધ મતી તારી—શી૦ ૬

# કુદરતની બલિહારી.

ભેરવી આદિક રાગ—સીતારની ગત માલકોશ.

કુદરતની કેવલ બલીહારી મિથ્યાજનની ડાપણહારી–કુદરત૦ ( ટેક ).

જવરવાન છતાં જમવા ઇચ્છશે, પકવાન પ્રિતે મુખમાં ધરશે;
નહિ ભાવે આવે ઓકારી--- કુદરત૦ ૧
જન રેલ ચુકે અફસોસ કરે, પણ રેલ પુલેથી પડે લથડે;
ગફલત થાતી અતિ હિતકારી— કુદરત૦ ૨
જન શોક વ્યથા દુખને ન તજે, ગતકર્મ ફલો અતિ ભિન્નછતે;
ક્ષણુક્ષણુમાં વૃત્તિ ફરનારી-- કુદરત૦ ૩
જન સુખ તજી નહિં દુખ ચહે, તજી કલેશ સ્વતંત્ર ન સુખ ગ્રહે
વિપરીત બને મન વ્યાપારી-- કુદરત૦ ૪
પુરૂષાર્થ નિમિત્ત મરી મટતા, તદપી નહિં પેટ ભરી શકતા;
કરતા શિર આલસુ શિરદારી-- કુદરત૦ ૫
ઝટ [1]કન્ડડી કાપી [2]મુસો ગરતો, ગરતાં અહિના મુખમાં પડતો;
નહિ જાય ગતી કદી નિરધારી— કુદરત૦ ૬
ખરચી ધન ખુબ પતી [3]પરણી, રચના જમલોક જવા [4]સરણી;
ગતિ તેવિ મતી નહિ ફરનારી— કુદરત૦ ૭
યદી [5]ચરમ શરીર જરૂર હશે, ભગવાન ગુરૂ વચનો ગમશે;
તરશે તે રંગિન નરનારી-- કુદરત૦ ૮

---

૧ સર્પનો કંડીયો. ૨ ઉંદર. ૩ સ્ત્રી. ૪ નીસરણી. ૫ છેલ્લું.

# શ્રીકૃષ્ણ ક્રિડા.

## રાસડો.

પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ-( એ ઢબ )

પ્રગટયા શ્રી કૃષ્ણ મનમંદિરે રે લોલ,
વ્યાપક શ્રી સચ્ચિદાનંદજો- પ્રગટયાશ્રી, ( ટેક. )
સત્વમયી દેવકીના દ્વારથીરે લોલ મિશ્ર સત્વ યશોમતી અંકજો
મારીને સ્વર્ગવાસ આપતારે લોલ તમો મયી પૂતના પ્રચંડજો
-પ્રગટયાશ્રી૦ ૧
ગોકુલ સૂક્ષ્મ ગામડું રે લોલ મથુરા છે કારણ સ્થાનજો
ગોપીયો તે ઈંદ્રિનો સમૂહ છેરે લોલ કાનવિના ગોપીયો બે-
ભાનજો-પ્રગટયાશ્રી૦ ૨
પંચવિષય ગોરસ છે ગોપિનાંરે લોલ વૃત્તિરૂપ નેતરે મથાયજો
કાન ગોપિ મળી મંથન કરે રે લોલ કાનસંગ વિષય ભોગવાયજો
-પ્રગટયાશ્રી૦ ૩
આંતર યમુના નાહાય ગોપિયોરે લોલ સ્થૂલવસ્ત્ર કૃષ્ણ હરી જાયજો
તુરીય સ્વરૂપ નમી સૂર્યનેરે લોલ ગોપિયોથી ગોલક પમાયજો
-પ્રગટયાશ્રી૦ ૪
ગોસ્વરૂપ શ્રુતિધર્મ સ્થાપનારે લોલ ગોવરધન ઓચ્છત્ર થાયજો
ઇંદ્ર સમાન અન્ય ધર્મનારે લોલ વરષાને વાયૂ વાયજો—
પ્રગટયાશ્રી૦ ૫
ગોવરધન વેદ ધર્મ છત્રનેરે લોલ ધરતા શ્રી ગીરધરલાલ જો
શ્રતિયો ઇંદ્રિયો રૂપ ગૌતણાંરે લોલ ગોવિન્દ કૃષ્ણ ગોવાલજો
--પ્રગટયાશ્રી૦ ૬

આકાશ અતીઘન શ્યામ છેરે લોલ પહોંચે ન સૂર્ય પ્રકાશજો
તેજ તિમિર રહિત તેમ કૃષ્ણ છેરે લોલ મુરલી તે ઉગ્ર ઓંકારજો
—પ્રગટયાશ્રી૦ ૭

વૃંદાવન બ્રહ્મરંધ્ર સ્થાનમાંરે લોલ ત્રિકૂટી ત્રવેણીને તીરજો
પ્રાણપતિ મોરલી બજાવતારે લોલ ગાન સુણી ગોપિયો અધીરજો
—પ્રગટયાશ્રી૦ ૮

તરછોડી શબ્દ સ્પર્શ સંતતીરે લોલ છોડયા છે અહુંકાર કાન્તજો
ખેંચાતી નાદસંગ અંગનારે લોલ શ્રોત્રત્વક્ રસના ઘ્રાણજો
—પ્રગટયાશ્રી૦ ૯

નેત્ર પાદ હસ્ત જનન નારીયોરે લોલ શાન્તિ દાન્તિ
દયાદિક દારજો;
ગોકુલ ગામતણી તરૂણિયોરે લોલ વૃત્તિરૂપ અપરંપારજો
—પ્રગટયાશ્રી૦ ૧૦

અથવા સમષ્ટી સર્વ ઈંદ્રિયોરે લોલ રમતી શ્રીકૃષ્ણસંગ રાસજો
વ્યાપક વિવર્તને રમાડતારે લોલ ચંદ્ર સિંધુ આદિ ન્યાય ખાસજો
—પ્રગટયાશ્રી૦ ૧૧

ગોપિ ગોપિસંગ શ્યામ જુજવારે લોલ સૂર્ય
પ્રતિબિંબરૂપ ન્યાયજો
અનહદ રાસ રસિક જામીયોરે લોલ વરણન મુખથી ન થાયજો
—પ્રગટયાશ્રી૦ ૧૨

વૃતિ ચૈતન્યમય થઇ જતારે લોલ નિશ્ચલ આનંદ નિઃશેષજો
વેદ ન વદી શકે મુખથી રે લોલ શકત ન શારદા શેષજો
—પ્રગટયાશ્રી૦ ૧૩

કૃષ્ણ ચરિત્ર નિર્વિકાર છેરે લોલ બ્રહ્મનિષ્ટ મુખથી પમાયજો
રંગિન ભગવાનની દયા વડે રે લોલ દેહ દ્વારકેશ રાસ ગાયજો
—પ્રગટયાશ્રી૦ ૧૪

# સાચી સમજ ( સમ્યક્દર્શન )

ગજલ ઇંદ્રસમાની.

**સમજ** વિણુ અન્ય છે ચાળા, નહીં તરવા તણુા આરા.
કરે એ વેદ ઇસારા, સમજને સાનમાં પ્યારા;
**સમજ** વિણુ શાસ્ત્રના ભારા, ખરેખર ખેર અંગારા;
પઢે પણ શૂન્ય સરવાળા– સમજને૦ ૧
વિધિ નિષેધના ગાળા, સુતર્ક કુતર્ક વળવાળા;
**સમજ** કુંચી કરે ન્યારા– સમજને૦ ૨
**સમજ** એક પ્રેમ રસમાળા, કરી મુક્તિએ વરમાળા;
ધરે ભવ સિંધુ તરનારા– સમજને૦ ૩
**સમજ** સિદ્ધાંતની ધારા, મળે શિર સાટ ગુરૂદ્વારા;
ભજું ભગવાન ગુરૂ મારા– સમજને૦ ૪

# અસારનું સાર.

ભેરવીની ગજલ.

જે જોતાં જોતાં જાય તે, અસાર આ સંસાર છે;
અસાર કેરૂં સાર છે જે, અક્ષરમાં ઓંકાર છે;
જે જોતાં જોતાં–૧
થયું નથી, થાશે નહીં, એ "[1]હોવાનું" [2]આગાર છે,
પ્રમાણુથી પણ પાર છે, પ્રમાણુનું શિરતાજ છે;
જે જોતાં જોતાં–૨
અહંપણું પણ બહાર છે, "[3]અહં" તણું આધાર છે,
[4]આનંદમયથી પાર પણ, આનંદનો ભંડાર છે;
જે જોતાં જોતાં–૩

સ્વરૂપ લહેરી લાગતાં, નિજાત્મરૂપે લાવ છે,
હું નહીં, ત્યાં તું નહીં, અભેદ અપરંપાર છે;
જે જોતાં જોતાં-૪

[5]અવાચ્યને વાણી વદે, મન માને મનથી બહાર છે;
વિચિત્ર વક્તા, ચિત્ર [6]જ્ઞાતા, ચિત્રતત્ત્વ વિચાર છે;
જે જોતાં જોતાં-૫

અહો ગુરૂ ભગવાન જે, અખંડ બ્રહ્માકાર છે,
ગુરૂ શિષ્ય ભાવે ભેદમાં અભેદ સાક્ષાત્કાર છે,
જે જોતાં જોતાં-૬

——:o:——

# સામાન્ય સ્વરૂપ.



## આશા.

આતમ તનમાં, અગમ નિગમમાં,
છાયું છુપાયું બ્રહ્મ જગતમાં- આતમ૦ ૧
માટી ઘટમાં, તંતૂ પટમાં,
કનક કટકમાં ચેતન જડમાં- આતમ૦ ૨
જલમાં સ્થલમાં, ચલ અવિચલમાં,
સકલવિકલમાં, અસલ નકલમાં- આતમ૦ ૩
છાયું મનમાં છુપાયું વનમાં,
સમાયું તનમાં ન માયું ગગનમાં- આતમ૦ ૪
પ્રકટયું ગુરૂ ભગવાને કરમાં,
ઘરમાં પરમાં સચરાચરમાં- આતમ૦ ૫

---

૧ અસ્તિત્વનું. ૨ ઘર. ૩ અહું એ પ્રકારનો પરિચ્છિન્નભાવ. ૪ આનંદમયકોશ. ૫ વાણીના અવિષયને. ૬ આશ્ચર્ય.

# માયાની છાયા.



## ભૈરવી.

જા જા લંપટ નાર ઠગારી,
અણઘટતી ઘટના તારી- જાજા૦ ૧
ઉપર આછી ભીતર પાજી,
બાજીગરની બાજી- જાજા૦ ૨
પલમાં રાજી કાં ઈતરાજી,
પલમાં તાજી તાજી- જાજા૦ ૩
[1]પ્રજ્ઞા ચક્ષુ [2]કારી સારી,
પણ પહેરી [3]અંધારી- જાજા૦ ૪
દુનિયાંદારી, કાં [4]મૃગવારિ,
[5]વધ્યાસુતથી [6]યારી- જાજા૦ ૫
[7]ભુક્તિ [8]ભજે તો, યુક્તિ [9]છજે નહીં,
મુક્તિ [10]મજેથી ન્યારી- જાજા૦ ૬
ગુરૂ ભગવાન, [11]મહામારૂતે,
પાપી પનોતિ ઉતારી- જાજા૦ ૭

---

૧ બુધ્ધિરૂપી નેત્ર; જ્ઞાનચક્ષુ. ૨ કારીગીરી; બનાવટ. ૩ અજ્ઞાનરૂપી અંધારી. ૪ ઝંઝવાનાં જળ. ૫ વાંઝણીના દીકરાથી. ૬ પ્રેમલક્ષણા; પ્રીતિભાવ સ્નેહ. ૭ ભોગ. (આલોક અને પરલોકના). ૮ શોભે. ૯ શોભે; ઓપે; સહન થઇ શકે. ૧૦ લિજત; સુખાનુભૂતિ. ૧૧ મરૂતના પુત્ર મારૂતિ; હનુમાન.

# અજ્ઞાનબોધ.



## રાગ ભેરવી ગઝલ.

ક્યું ભૂલી અપના રૂપકું સદા ફિરે સંસારમેં (૨) ટેક.
સંશય હુવા સંસાર હૈ યહ માયાકી બાજારહૈ,
ખોલે નિગાહ પહેછાન લે સબ ઠાઠ જુઠા જાનલે-ક્યું. ૧
એક રેનકા સ્વપ્ના ભયા વામે બાદશાહ બની રહા,
સબ ઠાઠ માઠ ચલા ગયા વેસાહી જાગૃત જાનલે-ક્યું. ૨
તુજરૂપ આતમ રામ હૈ યું કહત બેદ પુરાનવે,
બ્રહ્મનિષ્ટ ગુરૂસે જાન લે કહનાંભી ઉનકા માન લે-ક્યું. ૩
તું દ્વૈત દિલસે છોડ દે બ્રહ્માનંદમેં ચિત્ત જોડદે,
ગુરૂ કહત હે ભગવાન જી જંજાલ મનસેં તોડદે-ક્યું. ૪

# મિથ્યા 'મારું' 'મારું'



અરે....શું....માની રહ્યો મારૂં મારૂં,
તેમાં જોને વિચારી શું છે તારૂં-અરે.
દેહ મારો માની રહ્યો....તે તારો નવ થા....ય,
દેહ પંચ મહાભૂતનો....તારો કેમ કહેવાય;
એવું મિથ્યા માને શું સારૂં- અરે. ૧
ધન દોલત છે માહેરી, પુત્ર અને પરિવાર,
મારૂં મારૂં માનીને, ડૂબ્યો ભવ મોઝાર,
તેથી જન્મ મરણુ ન તરાયું- અરે. ૨
જન્મ મરણુ મહારોગ છે, તે તારો કેમ જાય,
બ્રહ્મનિષ્ટ ગુરૂ શરણુ ગ્રહી, રોગનું ઔષધ ખાય;

ગુરૂવિણુ સહાય નથી તારૂં- અરે. ૩
કર્ણધાર સદ્ગુરૂ કરે, તારૂં રૂપ નિહાળ,
સતચિત્ આનંદ જાણીને, ભવથી ઉતરીશ પાર;
એવું નિશ્ચયે કરી નિરધાર્યું- અરે. ૪
ગુરૂ કહે ભગવાન જે મારૂં મન માની રહ્યા,
લક્ષ ચોરાશી ફરી ફરી, કાળ તણે મોઢે ગયા;
એ અજ્ઞાન રૂપી છે અંધારૂં- અરે. ૫

## ગાફલને જાગૃતિ.



### રાગ સિંધિ કાફી.

જાગીને તું જાણુ ગાફલ જન જાગીને તું જાણુ-ટેક.
ભવસાગરને તરવા સારૂ, આ માનવ તન વા'ણુ-ગાફલ. ૧
સદ્ગુરૂજીનું શરણુ ગ્રહીને, અનુભવ ઉરમાં આણુ-ગાફલ. ૨
સ્થૂલ સૂક્ષ્મ કારણુ નહીં તું, મહાકારણુ નહીં જાણુ-ગાફલ. ૩
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ નહીં તું, તુરીયા સાક્ષી પ્રમાણુ-ગાફલ. ૪
તત્વમસિ મહા વાકયવડે કરી, આનંદ અનુભવમાણુ-ગાફલ. ૫
ગુરૂ ભગવાન પૂર્ણ કરૂણાળુ, ચરણુ ગ્રહે આરામ-ગાફલ. ૬

## સત્યપરાયણુતા.



જાણ્યુ જાણ્યું રે મે જગતનું રૂપ આદિ અંતે છેજ
નહીં એ કુપ.

તમે ઓળખો આતમરામ, ભવજળ તરવાને;
ભજો ભાવે ગુરૂભગવાન, પાર ઉતરવાને;
ખોટો ખેલ ખરો કરી માન્યો, એ બુદ્ધિ કરો દૂરરે;
નામરૂપ તો નાશ થવાનું, જળનું વહેતું પૂર-ભવજળ૦ ૧

મારૂં મારૂં શું તું કરે છે, તારૂં નથી તલભારરે;
ઘડીકમાં તો ઘાણુજ વળશે, ચટકી છે દીન ચાર—ભવજળ૦ ૨

અહંકાર અહિ જેને વળગ્યો, તેના વાગ્યા બારરે;
સદ્‌ગુરૂજીનું શસ્ત્ર ગૃહીને નિર્મૂળ કરો તત્કાળ—ભવજળ૦ ૩

ક્ષમા સરલતા શાંતિ રાખી, ધિરજમન અતિ ધરવીરે;
સમદૃષ્ટિ સાનીપર રાખી, પરનિંદા પરહરવી—ભવજળ૦ ૪

શમદમ સાધન હાથ કરીને, શ્રવણમનન નિત્ય કરવુંરે;
નિદિધ્યાસથી આત્મસ્વરૂપે, અતિસ્થિર ચિતને કરવું—ભવજળ૦ ૫

ગુરૂભગવાન કૃપાથી આવે, અનુભવના ઉદ્‌ગારરે;
કરજોડી ગુરૂ ચરણે પ્રણમું, લળી લળી વારંવાર—ભવજળ૦ ૬

---

# વિચિત્રતા.

## સોહની, પરજ, ઠુમરી—તાલ કવાલી વિગેરે—

( કયા કરૂં ન માનેરી—એ ઢબ. )

કયા વદું વિચિત્ર રી, સખી રી, કયા વદું વિચિત્ર રી— ( ટેક )

પાપ કરત રત પાપ કર્મમેં, પાતક કે ફલ ખલ ન ચહત સખી—૧

પુણ્ય કરત નહીં ધર્મ ધરત નહીં, સુકૃત કૃત શુભ ફલ ઈચ્છત સખી—૨

પાપ શબ્દકો અર્થ અજાયબ, જો કરતા તાકુંહી પિઅત સખી—૩

કરી વિષપાન અમર પદ ચ્હાતે, રંગિન નગુરા નર મરકટ સખી—૪

# ઇશ્વરી તાળાં.

### રાગ ઇંદ્રસભાની ઢબે-તાલ કવાલી.

( સમજ વિણ અન્ય છે ચાળા-અથવા સુખી હું તેથી કોને શું દુખી હું તેથી કોને શું-એ ઢબ. )

અરે શાં ઇશ્વરી તાળાં, વિવિધ કલ કૂંચી વળવાળાં,
ભિડે[1] ધોળાં ખુલે કાળાં, શુની[2] સંયોગ સમ ભાળ્યાં-ટેક.
નકાર ટકોરી કરનારાં, ભાવિ ચિંતાની કલવાળાં,
ભર્યે ભંડાર ભોપાળાં, અરે શાં ઇશ્વરી તાળાં. ૧
હૃદય પેટી મમત તાળાં, ચડે નિત ક્રોધનાં જાળાં,
સુપાત્રે દોષ બકનારાં, અરે શાં ઈશ્વરી તાળાં. ૨
દયા ઉદારતા કૂંચી, ગુમાવી રંક જ્યમ છારાં,[3]
થતાં પરતંત્ર રોનારા, અરે શાં ઇશ્વરી તાળાં. ૩
ખુલે ગુરૂદેવ રખવાળાં, કરી નિજ બોધ અજવાળાં,
બને રંગિન મટી કાળાં, અરે શાં ઇશ્વરી તાળાં. ૪

# અંધનગરીનો ન્યાય.

### જોઇ વિચારી ચાલો-એ ઢબ કલ્યાણની લેમાં.

આ નગરીનો ન્યાય નિહાળી અચરજ ઉપજે ભારી,
( અજ્ઞ જનોનો ન્યાય નિહાળી અચરજ ઉપજે ભારી; )
સાહુકારને ચોર ઠરાવે ચોરતણી સાહુકારી—( ટેક )
ચેતન ઘન વ્યાપક ઈશ્વરની ભકિતને ધિક્કારી,

---

૧ "સૂત કોથળી શ્વાન ભગ દોનું એક સમાન,
ડાર તપે સુખ નીપજે નિકસત નિકસે પ્રાન" એ તાત્પર્ય છે.

૨ શ્વાન મૈથુન. ૩ બકરાં.

અસત્યને પરિચ્છિન્ન ભજે, તે ભક્તિ શ્રેષ્ટ સ્વિકારી-
આ૦ ૧
વેદ વિહિત સદ્‌ગુરૂ સેવકને નાસ્તિક કહે પુકારી,
વિષયી પામર પંચ પરીઆ તે આસ્તિક નરનારી—
આ૦ ૨
આત્મબુદ્ધિથી વદે શિવોહં તે દુષ્ટો અહંકારી,
દાસોહં દેહોહં બકતલ ઉત્તમ નિરહંકારી -આ૦ ૩
શ્રૂતિ સંમત ઉપદેશ ન ગોઠે ઠોઠ કરે તકરારી,
સંત હૃદય શાસ્ત્રો સમજ્યા બિન દોષ બકે લલકારી—
આ૦ ૪
વિષમયતાને પ્રાપ્ત મ થાશો એ ઉત્તમ અધિકારી,
ત્રિદોષનાં તિક્ષણ લક્ષણ એ રંગિન વાત વિચારી-આ૦ ૫

—o—

## ગાઢ નિદ્રા (અજ્ઞાનરુપી)

### સોરઠ કવાલી,

નેનાં નીંદ ભરે, મોહ મમત્વ મયી મદિરા તેં બકવા
બહોત કરે-નેનાં નીંદ ભરે. (ટેક)

### સાખી.

ગાઢ નીંદકે ઘેનમેં સ્વપ્ન માત્ર હે સર્વ,
ક્યા[1] કેવે બેભાનકું, જાગૃતકા અતિ ગર્વ;
મદમેં મસ્ત ફિરે- નેનાં૦ ૧

### સાખી.

હે દુર્લભ જો દેવકું, એસી નરતન પાઈ,
જાગે કુંભ[2]તબ નીંદતેં જબ લંકા ગઈ લુંટાઈ;

---

૧ સ્વપ્નામાં બે ભાન હોય તેને સ્વપ્ન અવસ્થાના વ્યવહાર વિષે શી રીતે સમજાવાય.

૨ કુંભકર્ણ.

મૃત્યુ મુખમેં પરે- નેનાં૦ ૨

**સાખી.**

જ્ઞાન અંજન જબ નેત્રમેં, આંજ્યો ગુરૂ ભગવાન,
સ્વપ્ન નીંદ હોતું કટે, રંગિન નિજપદ ભાન;
મદિરા ફિર ન સ્મરે- નેનાં૦ ૩

—o—

# નર કે વાનર.



## તાલ દીપચંદી.

( ચેતતો ચેતાવું તુંનેરે પામર પ્રાણી-એ ઢબ )

નર કે વાનર તુંતોરે, ડાપણ ડાહ્યા. ( ટેક. )
મનીષા[1] પારસ[2] પામી, વિષય વિલાસી વામી,
ઝેર વેરે રહ્યા જામીરે-ડાપણ ડાહ્યા. ૧
પાશેરના પેટ માટે, ભટકે તું વાટે ઘાટે,
જેનાં તેનાં ચર્ણ ચાટેરે-ડાપણ ડાહ્યા. ૨
ઘાતી ધૂતી ધન લેવું, ખાવું પીવું જોવું રોવું,
એથી તેં શું કીધું નવુંરે-ડાપણ ડાહ્યા. ૩
બચ્ચાંઓનાં પેટ ભરે, માલાઓ મજેના કરે,
પંખીડાં જનમે મરેરે-ડાપણ ડાહ્યા. ૪
કીધી તેં ઘણી કમાણી, આખરૂ બડી બંધાણી,
જમડા જબુન દાણીરે-ડાપણ ડાહ્યા. ૫
હાલ તો તેં મોજ માણી, ભવિષ્ય જો જાણે પ્રાણી,
ત્યારે રહેશે રામકાણીરે-ડાપણ ડાહ્યા. ૬
બચવાની શોધ બારી, તજ આ રંગિન તારી,
ઉદધી[3] તુ ગુરૂ સ્વિકારીરે-ડાપણ ડાહ્યા. ૭

૧ વિવેકવતી બુદ્ધિ. ૨ પારસમણી.
૩ ધનપુત્ર કલત્ર વિગેરેમાં આ સક્તિરૂપી ઉદધી.

# મહાશત્રુ.

## કલ્યાણની લેમાં.

(જોઇ વિચારી ચાલો—એ ઢબ—અથવા—જિનને કીધો સત્સંગ
જન્મ ધરી—એ ઢબમાં પણ ગવાશે.)

માર મારતું મનવા મોરા, કામ ક્રોધ મદ માર રે
જન્મ જન્મના દુશ્મન તારા, એ વિણુ અન્ય ન
ધાર રે—માર મા૨૦ (ટેક).
હેતુ દુશ્મન દુશ્મન હેતુ, પલમાં પલટી જનારરે,
કામ ક્રોધનાં એ પરિણામો, સન્મુખ વ્યકિત શ્રીકા-
રરે[1]—માર મા૨૦ ૧
અતિ સમર્થ શ્રીમાન સુરનર, પલમાં બની લાચારરે,
મુંડાના વાનર સમ નાચે, થાતા કામ સવારરે
માર મા૨૦ ૨
કામ જલ[2] અનલ ક્રોધ દાવાનલ, અગ્નિ ઉભય સ્વિકારરે
ગુરૂ ભગવાન બોધ અમૃતથી, રંગિન સદ્ય નિવારરે
માર મા૨૦ ૩

---

# વૈરાગ્ય સુખ.



## લાવણી—ભેરવી વિગેરે.

વૈરાગ્ય સદા સુખ દાતા હે, રાગી જન ખત્તા ખાતા
હે વૈરાગ્ય. (ટેક).
જામેં સ્નેહ કરત જન રાગી, સો પિય રૂદન કરાતા હે,
આપ અગર પ્રિય વિયોગ હોતે, છાતી શીષ કુટાતા
હે વૈરાગ્ય. ૧

---

૧ શ્રેષ્ઠ.
૨ વડવાનલ અગ્નિ.

નરપતિ[1] મરતે લેશ ન કલેશી, ગર્ભપાત ગભરાતા હે,
રંક તુચ્છ નિંદાકા ભાજન[2] કુત્સિત[3] કામ કરાતા
હે વૈરાગ્ય. ૨

રાગી ધર્મ કછુ ન કર શકે, પ્રત્યુત[4] પાપ બઢાતા હે,
મરન સમય સ્ત્રી પુત્ર પ્યાર તેં, રંગિન શ્વાન બનાતા
હે વૈરાગ્ય. ૩

---

# [1]સબુરી માહાત્મ્ય.

## રાગ—સારંગ વિગેરે.

( કલંગી આપ ધરીરે વ્રજ ઠાકોર ) એ ઢાળ.

સબુરી શાંતી કરીરે મન જો ધર (૨) ટેક.

શુદ્ધ સત્વકી બનીરે સબુરી,
શમ દમ રત્ન જડીરે મનજો ધર....સબુરી ૧

તાપ પાપ સંતાપ વિનાશક,
કલેશ અશેષ હરીરે મનજો ધર....સબુરી ૨

અવર[2] નવર[3] બ્રહ્માદિક જાકે,
વર પરમાત્મા વરીરે મનજો ધર...સબુરી ૩

---

૧ પોતાના રાજા મરવાથી કલેશ ન થાય તેટલો પોતાની સ્ત્રીને ગર્ભપાત થાય તેનો કલેશ થાયઃ

૨ પાત્ર. ૩ નિન્દિત.

૪ ઉલટા.

૧ ધીરજ.

૨ બીજા. ૩ વરમાં, ગ્રહણ કરમાં.

# કર્મછટા.



## સારંગના સુરમાં-રાગ દીપચંદી,

( સુણ મૂઢ મતિ—એ ઢાળ. )

મન મકર વ્યથા, સર્વ કલ્પના મિથ્યા યોગ ક્ષેમની,
અતી અકલ છટા, કર્મ પટા બાજીના માયિક નેમની
ઉદ્યોગી ઉંદર થઈ આપે, જઈ કંડડી વાદીની કાપે,
ગરતાં ગર્દન પકડી સાપે—મન૦ ૧

અતી ગાજવીજ ભય બહાર હતાં, ગયો સેવક શેઠથી દાબ થતાં.
ભખી વીજળી શેઠને ભૃત્ય જતાં— મન૦ ૨

બહુ પાપી પ્રપંચી સુતા સુખિયા, પુરૂષાર્થી સતી ધર્મી દુખિયા.
સુખિયા દુખિયા દુખિયા સુખિયા- મન૦ ૩

વામનથી બલી ચંપાઇ ગયા, જન્મેજય હત્યાવાન થયા,
વિષને[1] બદલે મળતી વિષયા— મન૦ ૪

ઉપજે વણુસે મરૂસ્થલ સરિતા, નિયમો નથી સિદ્ધ થઇ શકતા,
ક્રમ શોધક મૂર્ખ પતિ બનતા- મન૦ ૫

પ્રારબ્ધ અગર પુરૂષાર્થ બલી, સ્વપ્નાની ડેણુ ઉભય સમળી,
રંગિનં તજ કાળી કાબરડી- મન૦ ૬

---

૧ ચંદ્રહાસના આખ્યાનમાં આ પ્રસંગ છે. ૨ ઝાંઝવાંની નદી.

# અનુકંપા.



## ભજન.

( હવે મને હરી નામથી નેહ લાગ્યો—એ ઢબ.)

અનુકંપા[1] તારી અનુપમ આમ મેં જાણી,
વાણીથી જાય ન વખાણીરે—અનુકંપા૦ (ટેક)

ગ્રથિ[2] ભેદાણી મારી, શંકા છેદાણી સઘળી, કર્મની
૨ ભિદ્યતે હૃદય ગ્રંથિશ્ચિદ્યંતે સર્વસંશય એ શ્લોકનું રહસ્ય છે.
કોટિયો કપાણી,
ત્રિવિધિના તાપ મારા, ચિંતા અંગારા ઠાર્યા, જ્ઞાન
ગંગાનાં પુર આણીરે—અનુ૦ ૧

દશ્ય પ્રપંચ સઘળો, સમ રસ ભાંસે પ્રભુ, જ્યુ ન અધિકતા
હણાણી
ભાવ અભાવ કેરી, ભાવના છૂટી સર્વે, સ્વપ્નાંની બાજી
સમજાણીરે—અનુ૦ ૨

ગુરૂએ ગોવિંદ મારા, ઘટમાં પ્રગટાવ્યા તેમાં, મસ્ત રહે
છે મન વાણી,
ધન્ય રંગિન છૂટી, તાણુમતાણી શાણી, સમતા રાણીથી
સુખ માણીરે—અનુ૦ ૩

---

૧ દયા, અનુગ્રહ; પ્રસાદ.

# પૂજન પ્રકાર.



બિમાસ, ભેરવી, કાનરા વિગેરે–દ્રુપદ ( ચોતાલ )

દેવ[1] હોકેં દેવ પૂજ, દેહ હોન દેવ પૂજ, દેવકો
સ્વરૂપ બૂઝ[2], વેદકે વિચારતેં–દેવહોકેં૦ ( ટેક. )
ચરાચર જીવજંત, ઇંદ્ર તેં પાષાણ અંત, દેહ
મંદિરો અનંત, દેવકે હી ધારી કેં— દેવહોકેં૦ ૧
આકૃતિ વિકૃતિવાન દેહ મંદિરો પિછાન, દેવ
સર્વ મેં સમાન, એક નિર્વિકારહે- દેવહોકેં૦ ૨
જાકું[3] જો જરૂર હોઇ, રંગિન તું અર્પ સોહી,
પૂજન મહાન વોહી, સદ્ગુરૂ સ્વિકારતેં–દેવહોકેં૦ ૩



# વસ્તુ સ્વભાવ.



બિમાસ, ભેરવી, કાનરા વિગેરે–દ્રુપદ ( ચોતાલ )

આત્મદેવકો પ્રભાવ, આત્મદેવકો વિભાવ,
આત્મદેવકો સ્વભાવ,
વિશ્વરૂપ માન લે- આત્મદેવકો૦ ( ટેક )
દ્વૈતકો ન જામેં ગંધ, ભેદ ભાવ માને અંધ,

---

૧ "દેવો ભુત્વા દેવં યજેત" એ તાત્પર્ય દર્શાવ્યું છે.

૨ બુઝ–જાણ.

યેન કેના પ્યુપાયેન યસ્ય કસ્યા પિદેહિનઃ સંતોષં જનયેદ્રામ તદેશ્વર પૂજનમ્ ॥ એ શ્રી યોગ વાસિષ્ઠના શ્લોકની છાયા બતાવી છે.

૧ વિશેષરૂપે ભાન.

દ્વન્દ્વ[2] વૃંદકો ન ફંદ,
તોબિ સર્વ ભાન[3] વ્હે- આત્મદેવકો૦ ૧
સૂર્યમેં સહસ્ર રંગ, ચંદ્રમેં કલંક વંક,
જલમે વીચિ[1] તરંગ,
તેસેં જગ જાન લે- આત્મદેવકો૦
રત્નમેં વિચિત્ર જોત, વ્હે નહીં તથાપિ હોત,
દેવમેં તથા ઉદ્યોત,[2]
વિશ્વકો બખાન લે- આત્મદેવકો૦ ૩
વેદ ચાર કોહિ સાર, કહે સદ્‌ગુરૂ પુકાર, જીવ
વિશ્વ બ્રહ્મ માત્ર,
રંગિન પિછાન લે- આત્મદેવકો૦ ૪

---

# વસ્તુ વિલાસ.

## વસંત–મલાર–કાનરો–કલ્યાણ–ભેરવી–વિગેરે.

( ગુરુરામચરણ શિર નામું–એ ઢબ. )

હમ કેવલ[1] વસ્તુ વિલાસી, હો સેવક સેવ્યકી
હાંસી[2]-હમ૦ (ટેક.)

---

૨ શીત ઉષ્ણ, લાભ હાનિ, સુખ દુઃખ આદિ દ્વંદ્વ વૃંદ એટલું સમુદાય.

૩ ભાસે છે; દેખાય છે.

૧ મોજાઓ અને લહેરીઓ.

૨ પ્રકાશ.

૧ કેવલ વસ્તુ–નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ.

૨ સગુણ ઉપાસકોની પેઠે માયિક વૈભવનો લાભ નિર્ગુણ બ્રહ્મવિદ્યાના ઉપાસકો ઇચ્છતા નથી તેમ તેવો તુચ્છ લાભ સેવકોને દર્શાવતા નથી તેથી દ્વૈત વાદીઓ આ પ્રકારે ભલે હાંસી કરો કે,

> વૃંદાવનનાં શૂન્ય અરણ્યમાં શીયાળીઆંની યોનિને પ્રાપ્ત થવું એ ઇષ્ટ છે પરંતુ વિષયના સંબંધ વગરનું મોક્ષ સુઃખ માનવું યોગ્ય નથી.

તજ વૈભવ સતી નિજ પતિ ભજતિ, કુલટા
વૈભવ પ્યાસી–હમ કેવલ૦ ૧

છપ્પન[1] કોટી સહાયક તજકે, અર્જુન કૃષ્ણ ઉપાસી
–હમ૦ કેવલ૦ ૨

વૃક્ષ પુષ્પ ફલ તજકે મધુકર, રંગિન ગુરૂ રસ આસી
–હમ, કેવલ૦ ૩

---

## કૃતકૃત્યતા.

### જંગલો, કાલીંગઢો, પુર્વી, ભેરવી–વિગેરે.

મોહેકું મિલાયા મેરા રામ, (૨)
મેરે દિલમેંરે–મોહેકું૦ (ટેક).

નાં રહા જાનાં, નાં રહા આનાં, ચરનોમેં નાહ્યાચારો ધામ,
મેરે દિલમેંરે–મોહેકું૦ ૧

નાં અબ મરનાં, નાં અવતરનાં, આનંદ પદમેં આરામ,
મેરે દિલમેંરે–મોહેકું૦ ૨

નાં રહી આશા, નાં અભિલાષા, હેતો ભયાન પ્રભુ ભાન,
મેરે દિલમેંરે–મોહેકું૦ ૩

જલ સબ ગંગા, સ્થલ સબ કાશી, નંદનવન હે તમામ,
મેરે દિલમેંરે–મોહેકું૦ ૪

ગુરૂ ભગવાન, ચરન રસ ચાતક, રંગિન મુનિયો મહાન,
મેરે દિલમેંરે–મોહેકું૦ ૫

---

૧ મહાભારતના યુદ્ધમાં કૌરવ અને પાંડવ સમાન સંબંધી હોવાથી એક બાજુ છપન કોટી યાદવનું સૈન્ય અને બીજી બાજુ કૃષ્ણ ! આમ બે ભાગ પડતા અર્જુને સેનાની દરકાર ન કરતાં પોતાની બાજુમાં કૃષ્ણને સ્વીકારેલા છે.

# ગુરૂસ્તુતિ.

## અશાવરી–ખમાચની ઠુમરી વિગેરે.

( આનંદી આનંદ કર લે ભવાની–એ ઢબ. )

ધન ધન ધન ગુરૂ આપ બડાઈ, જડ ચેતનકી
ગ્રંથી[1] છુડાઈ–ધન ધન ધન૦ (ટેક.)
નાશાત્મક વપુ[2] દશ્ય વિકારી, મેં અતિ શુદ્ધ અદશ્ય
સદાઈ–ધન ધન ધન૦ ૧

દશ્ય પ્રપંચ ભયો સબ મિથ્યા, દેહ વિકારસેં પાઈ
જુદાઈ–ધન ધન ધન૦ ૨

પામર જીવ પરાધીન મીટકે, સામરાજ્ય[3] પદવી
હમ પાઈ–ધન ધન ધન૦ ૩

નહીં દુઃખ લેશ નહીં જમકો ભય, મેં અજરામર
સુખમય ભાઈ–ધન ધન ધન૦ ૪

ભવ બંધનસેં છુટ ગયો રંગિન, તાતેં ગુરૂ
કરૂનાયહ ગાઈ–ધન ધન ધન૦ ૫

---

૧ ગ્રંથી–ગાંઠ, દેહમાં હુંપણાંની ભાવનારૂપી.

૨ વપુ–શરીર.

૩ સામરાજ્ય પદવી–સચરાચરના અધિષ્ઠાનરૂપ આત્મસ્વરૂપની સ્થિતિ.

# અમૃતમયતા.

**રાગ મલાર કાનરો—તાલ કવાલી,**

(ગુરૂ રામ ચરણ શિર નામું—એ ઢબ.)

ગુરૂ અમૃતમયતા કરશે (૨)
વરસે ગુરૂ વાદળ અમૃત, અમૃત, સ્પર્શે અમૃત
કરશે,—ગુરૂ૦ (ટેક)
દૃષ્ટિમય અમૃત વૃષ્ટિ, સૃષ્ટી અમૃતમય કરશે,
દ્વૈત દિશાના દાહ ગ્રીષ્મના[1], આગ રાગની
ઠરશે—ગુરૂ૦ ૧
જ્ઞાનધ્યાનનાં નિર્મળ નીરો, મલ વિક્ષેપો હરશે,
તત્ત્વમસિની તત્ત્વ ટેકરી, અમૃત ફાલો ફળશે—
ગુરૂ૦ ૨
ધર્મ કર્મની ધાર હજારો, અમૃત ઝરણાં ઝરશે,
અમૃત અમૃતમાં મળશે શિવ, જીવ ભાવના ટળશે-
ગુરૂ૦ ૩

---

કવિતાનો નિર્ગલિતાર્થઃ—જીજ્ઞાસુને સદ્ગુરૂનું શરણ પ્રાપ્ત થવાથી પરિણામે જે **અમૃતમયતાનું** દર્શન થાય છે તેનો ચિતાર આ કવિતામાં સંક્ષેપમાં આપેલો છે. ગુરૂને વાદળની ઉપમા આપી છે, તે બોધ રૂપી અમૃતની વૃષ્ટિ કરે છે, કે જે અમૃતનો સ્પર્શ થતાં અમૃતમય થવાય છે, તે ગુરૂની કૃપાદૃષ્ટિરૂપી અમૃતની વૃષ્ટિ થતાં, આખી સૃષ્ટિ અમૃતમય થાય છે. જેનાં ફળરૂપે, દ્વૈત કલ્પનારૂપી (ગ્રીષ્મ[1]ના) ઉનાળાના દાહ અને રાગની આગ ઠરી શાંત થાય છે.

**જ્ઞાન** અને **ધ્યાન** રૂપી નિર્મળ નિરોના પ્રવાહો, **મલ** અને **વિક્ષેપો** રૂપી કચરાને હરી અંતઃકરણ રૂપી ભૂમિને શુદ્ધ કરે છે. **તત્ત્વમસિ** મહાવાક્ય જન્ય તત્ત્વના નિશ્ચયરૂપી ટેકરી અમૃતમય ફાલો આપે છે. **ધર્મ** અને **કર્મ** રૂપી વૃષ્ટિની હજારો ધારાઓ અમૃતનાં ઝરણો ઝરે છે. અને જેમ અમૃતરૂપ વૃષ્ટિનું જળ, અમૃતમય સાગરમાં મળે છે તેમ, પરિણામે અમૃતમયતામાં પર્યવસાન થવાથી, શિવ અને જીવ ભાવ ટળી, બ્રહ્મભાવ સિદ્ધ થાય છે.

# પરમાનંદ પ્યાલી.

## ભજન.

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો—એ ઢાળ. )

પીધીરે મેંતો પરમાનંદ રસ પ્યાલી,
અંગે અંગ લાગે વ્હાલી વ્હાલીરે—પીધીરે૦ ( ટેક )
દીકરા[1] દી ફર્યા ને, મનમાંથી વિસર્યા મેં,
સ્વાર્થી સ્નેહને સંહારી,
કલત્રને[2] કળતર ગણી, મનની બળતર મેં હણી,
તનડાંતણા તાપ ઠારીને—પીધીરે૦ ૧
વિત્તને[1] પિત્ત પેખું, માનને[2] મરણ લેખું,

---

૧ દીકરા વસ્તુગત્યા દી કરનારા નથી પરંતુ દી ફેરવનારા છે. કેમકે સારા થાય તો હેમક્ષેમ માટે ફિકર ચિંતા કરાવે છે અને નઠારા થાય તો અપકીર્તિ દ્વારાએ નામ બોળે છે.

૨ કલત્ર એટલે સ્ત્રી છે તે વસ્તુતઃ કળતરજ છે કેમકેઃ—
દર્શનવડે ચિત્તનું હરણ કરે છે, સ્પર્શવડે બળને હરણ કરે છે. સંભોગવડે વીર્યને હરણ કરે છે. ( આમ પુરૂષનું સર્વસ્વ હરણ કરનારી હોવાંથી ) સ્ત્રી પ્રત્યક્ષ રાક્ષસી છે.

૧ વિત્તને પિત્તરૂપી દુઃખદરોગ સમાન ગણેલું છે. કારણ કેઃ---
દ્રવ્યને સંપાદન કરવામાં દુઃખ છે, તેનું પાલન કરવામાં દુઃખ છે, તેના નાશમાં દુઃખ છે, તે ખર્ચાઇ જાય તો દુઃખ છે ( આમ રોગની પેઠે દુઃખ રૂપ હોવાથી ) કલેશને દેનાર દ્રવ્ય તરફ મહાત્માઓ ધિક્કારની નજરથી જુવે છે

૨ માનને મરણની પંક્તિમાં મુકયું છે. કેમકે સ્મૃતિમાં કહેલું છે કેઃ—

અપમાનથી તપની વૃદ્ધિ થાય છે અને સન્માનથી તપનો ક્ષય થાય છે.

વિષયને વિષની પથારી,
જુવાની હિવાની છાની, મોતની મેમાની માની;
મમતાની કીધી આરીકારીરે[3]-પીધીરે૦ ૨
રાગ ત્યાં વિરાગ માનું, ભોગ સાટે યોગ માણું,
ગુરૂ જ્ઞાનની એ બલિહારી,
ઉલટ[4] સુલટ ફરી, તુરત સુરત મારી,
લાગી લાગી લાગીએ ખુમારીરે[5]-પીધીરે૦ ૩

# પ્રેમરસ ( બ્રહ્માનંદ )

ભજન.

( વ્હાલા વેગે આવોરે)—એ ઢાળ.

મનડું છકેલુંરે, મારૂં મન ઘેલુંરે, પ્રેમરસ પાનમાં હોજી.
પીતાં પીતાં પ્રેમે થયું રે ગુલતાન ( ૨ ) મનડું૦

સાખી.

પ્રેમ પ્રીતનો પ્યાર છે, રસમાં[1] એ રસ સાર,
પ્રેમ તણો વિસ્તાર છે, સચરાચર સંસાર;
નિરાકાર અવિકાર એ, પ્રેમ તણો આકાર,[2]
પ્રેમ જગત આધાર છે, પ્રેમ પ્રકટ કીરતાર;
મનડું મતેલુંરે[2]-પ્રેમરસ પાનમાં હોજી. ૧

---

૩ આરીકારી–મરણ વખતની તૈયારી; નાશની તૈયારી.

૪ મારો હાવભાવ રંગ રાગ બધો બદલી ગયો.

૫ ખુમારી–શૌજત; લહેર.

૧ શૃંગાર, વીર, કરૂણ, અદ્ભુત હાસ્ય, ભયાનક, બિભીત્સ, રૌદ્ર, અને શાંત- એ નવ પ્રકારના રસ છે. તેમાં શાંત રસ રૂપ :બ્રહ્માનંદ સાર રૂપ રસ છે.

૨ આકાર–સ્વરૂપ. ૨ મતેલું–મદથી ભરેલું; મદોન્મત.

### સાખી.

પ્રેમ પરખવા મન ગયું, સુત વિત દારામાંહી,
દેવળ તીર્થે તીર્થે ફર્યું, પણ પ્રેમ મળે નહીં કયાંઈ;
સદ્‌ગુરૂને શરણે થતાં, પ્રેમ દિશે ઘટ[3] માંહીં,
ઘર ઘર વિશ્વ વિશે વસે, પરમ પ્રેમ પથરાઈ;
મન અલબેલું રે-પ્રેમરસ પાનમાં હોજી. ૨

---

## અધિકારની આવશ્યકતા.

### રાગ-ભેરવીની ગજલ.

પાવશેરકા મોં હે તુમેરા, શેર કેસેં આયગા—
પાવ૦ (ટેક

જલધિ[1] સારા[2] જલભર્યા, ઘટ ભીંતરના સમાયગા,
લંબે કે પાઊંભર પાકેંધરે, છોટા બડા પસ્તાયગા—
પાવ૦ ૧

દોલત[1] કે કારન મર ફિરે, કમભાગ્ય દોલત[2] ખાયગા,
ભોગીક! ખાંનાં રોગીકૂં, મૃત્યુકે મુખ લે જાયગા—
પાવ૦ ૨

---

૩ ઘટમાંહી-શરીરને વિષે.

૧ જલધિ-સમુદ્ર.

૨ સારા-આખો.

૩ "લાંબાની હારે ટુંકો ચાલે તો મરે નહીં તો માંદો થાય" એ કહેવતનો અર્થ છે.

૧ દોલત-ધન. ૨ દોલત-એલત.

જ્ઞાન ધ્યાનકી બાતુમેં, નગુરા જન ભરમાયગા,
ભુજંગ[3] મુખમેં પાન પયકા, હાલાહલ[4] બનજાયગા—
પાવ૦ ૩

અધિકાર[5] જેસા આપકા હય, આપવેસા પાયગા,
ભગવાન ગુરૂ કર યાર મેરા, સમઝદાર દિખાયગા—
પાવ૦ ૪



# *કરશું કરશું.

(નરતન ધારન કીનો પ્યારે સંત પુરૂષકો સંગરે--એ ઢબ)

કરશું કરશું કરશું કરતાં, કરતાં ખરશું કરશેરે,
"કરશું" ના મનસુબા કરતાં, મનસુબામાં મરશેરે-
કરશું૦ ૧

આજ કરશું કાલ કરશું, કરશું સાંજ સવારેંરે,
માસ છમાસે કરશું, "કરશું" કરતાં દી નિકળશેરે-
કરશું૦ ૨

હમણાં કરશું ક્ષણમાં કરશું, "કરશુ" તેને છળશેરે,
દીવાનું દીવેલ બળતાં, બળતાં દીવો ઠરશેરે-
કરશું૦ ૩

---

(૩) ( ભુજંગ એટલે )
સર્પને પય એટલે દૂધ પાવું તે કેવલ વિષ એટલે ઝેર વધારવું છે. એ શ્લોકનો અર્થ ટાંકેલો છે.

૪ હાલાહલ--કાલકૂટ ઝેર; વિષ

૫ અધિકાર-યોગ્યતા.

* આ કવિતા સમયાનુસાર રાગમાં ગાઇ શકાશે. કવિતાનો સારાંશ એટલોજ છે કે:—
ઉદ્યમ કરવાથી કાર્ય સિધ્ધ થાય છે. મનોરથ કરવાથી કામ થતું નથી. કેમકે સૂતેલા સિંહના મુખમાં મૃગલાં આવી પડતાં નથી.

દાન કરશું ધ્યાન ધરશું, પલમાં પાર ઉતરશુંરે,
ગુરૂતણે શરણે જઈ તરશું, "કરશું" થી શું વળશેરે–
કરશું૦ ૪

ટાણે ટાણું નાણે નાણું, ભાણે ભાણું ભળશેરે,
મનની મનમાં નહીં રહે જો, કરવા ટાણે કરશેરે–
કરશું૦ ૫

---

# વિશ્વનો વર્તારો.

## રાગ–ભેરવી આદિક–સીતારની ગત માલકોષ.

( કુદરતની કેવળ બલિહારી–એ ઢબ. )

છે વિશ્વતણો આ વર્તારો[1], ટાળ્યો કોઇથી નવ ટળનારો–
છે વિશ્વતણો૦ (ટેક.)

આ ખેલ ખલકનો[2] ખરનારો, ક્ષણ ક્ષણમાં જેમ ખરતો
તારો, જોતાં જોતાં ન્યારો ન્યારો–છે૦ ૧

જીવન પણ પલનો પલકારો, વાદળમાં વિજળી ચમકારો,
આ દેહ ખેહમાં[3] ખપનારો–છે૦ ૨

આદિમાં[4] નહીં અંતે જે નહીં, વચમાં દીશે તે ગોટાળો,
મીંડે મીંડાંનો સરવાળો–છે૦ ૩

સ્વપ્નામાં[5] સ્વપ્ન તણો આરો, સમજી સમજુ છેડો તારો,
કરે વેદ ગુરૂ એ ઇસારો–છે૦ ૪

---

૧ વર્તારો–આગમચેતી; ભવિષ્ય. ૨ ખલક–સંસાર; દુનિયાં.
૩ ખેહ—ખાખ; રાખ.
૪ આદાવંતે ચ યન્નાસ્તિ વર્તમાનેપિતત્તથા ॥
૫ સ્વપ્નામાં સ્વપ્નતણો આરો–સંસારરૂપી સ્વપ્નામાં તેની નિવૃત્તિનો ઉપાય.

# ઉપરતિના ઉદગાર.



## રાગ-વસંત, આશા, પીલુ, બિહાગ. તાલ દીપચંદી વિગેરે.

ગુરૂ ગુરૂ જપનાં, ઓર સબ સ્વપનાં, વાર વાર મનવા કયા કથનાં-ગુરૂ ગુરૂ૦ (ટેક.)

ઇસ દુનિયાંમેં દો દિન રહેના, કુછ નહીં લેનાં કુછ નહીં દેનાં,
લાભ[1] હાનિ જય ઔર પરાજય, સુખ દુખ જો આવેસો સહેનાં-ગુરૂ ગુરૂ૦ ૧

છન[2]ભર ટકાનાં, ખેહમેં[3] ખપનાં, દેહ ગેહ[4] કયું માને અપનાં,
સાલ દુસાલા જામા કફનાં, ઠાઠ માઠ સબ,[5] શબ[6] પર ખપનાં[7]-ગુરૂ ગુરૂ૦ ૨

જૂઠી તૃષ્ણા, જગ મૃગ તૃષ્ણા[1], દોડ દોડ કે આખર થકનાં,
મેં મેરા મિથ્યા હે મથનાં, જનમ જનમકી છોડ કલ્પના-ગુરૂ ગુરૂ૦ ૩

---

૧ સુખ દુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ ॥ એ ગીતાના શ્લોકનો અર્થ મૂકેલો છે.

૨ છન-ક્ષણ. ૩ ખેહ-ખાખ; રાખ. ૪ ગેહ-ઘર.

૫ સબ-બધા. ૬ સબપર-મડદાં ઉપરનાં.

૭ ખપનાં-ખપણો છે.

૧ મૃગતૃષ્ણા-ઝાંઝવાનાં જળ જેવું.

# હિંડોળો.



( પુનમ ચાંદની ખીલી—એ ઢાળ )

ખેલે[1] હિંડોળે નિરંજન નાથજીરે,
ખેલે હિંડોળે વિના પગ હાથ[2];
ડોલે હિંડોળો ન ડોલે નિર્ગુણ નાથજીરે.[3]

## સાખી.

નગરી નવદ્વારી[1] વિશે, જ્ઞાન ગંગને ઘાટ,
ઉર[2] અંતઃપુરમાં ઝુલે, મન હિંડોળા ખાટ;
ચિદાભાસ[3]રૂપી ઓપના ઉજાશથીરે,
ઓપે[4] ઓ........પે હિંડોળાનો ઘાટ–ડોલે
હિંડોળો. ૧

## સાખી.

જ્ઞાન રંગથી રાજતો, જળ હળ જ્યોતિ અમાપ,
સોહં સોહંકારનો, જપે અજંપાજાપ;
જાપ જપેરે અનહદનાદથીરે,
શ્રુતિ સાં........કળ વિશ્વ વિખ્યાત–ડોલે હિંડોળો ૨

## સાખી.

ચિદાકાશ અવકાશમાં, પ્રાણ પવન સંગાત'
હદ મૂકી બેહદ ફરે, હિંડોળો નહીં હાથ;

---

૧ એ શ્રુતિ પ્રમાણથી મનવડે પરમાત્માનું દર્શન કરવું.
૨ એ શ્રુતિ પ્રમાણથી હાથ પગ રહિત નિરવયવ પરમાત્મા છે.
૩ એ શ્રુતિ પ્રમાણથી અસ્થિરને વિષે સ્થિરરૂપે રહેલ.
૧ નવદ્વારી નગરી–શરીર. નવદ્વારે પુરદેહી એ ગીતાનાં પ્રમાણથી.
૨ ઉર–હૃદયરૂપી.
૩ મનરૂપી હિંડોળા ઉપર ચિદા ભાસરૂપી ગીલીટ ચડાવેલો છે.
૪ ઓપે–શોભે છે.

[1]લય વિક્ષેપ કષાયની ત્યાં વાત શીરે,
જ્યાં નહીં દીવસને રાતકે પ્રભાત—ડોલે હિંડોળો. ૩

સાખી.

હિંડોળાને હાથ કરી, નિરખું નિર્ગુણ નાથ,
બ્રહ્માનંદ વિલાસમાં, ભેટું બાથો બાથ;
ભેદ ભાવ ગયો એકમેકતા થઈરે,
કરૂં ને.......તિ ને.......તિની વાત–ડોલે હિંડોળો. ૪

## જ્ઞાનીની દશા.

રાગ–સોરઠ.

( શું બોલો મુખથી—એ ઢબ. )

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદી ચૂકે નહીંરે–જ્ઞાની૦ ( ટેક )
વિધ વિધ વ્યવહારો મર[1] કરતા, સઘળું[2] કરતાંછતાં અકર્તા,

---

૧ લય–નિદ્રા; વિક્ષેપ–વાસનાઓને લીધે ચંચળતા. કષાય–ચિત્તની જડતા જેવી અવસ્થા–લય વિક્ષેપ આદિ સમાધિમાં અંતરાયો છે.

નિગૂઢાર્થ રૂપે આ કવિતામાં મનનું હિંડોળા રૂપે વર્ણન આપેલું છે તે મનરૂપી હિંડોળા ઉપર નિરંતર પરમાત્મા હિંચકે છે. તેમાં આશ્ચર્ય એ છે કે. હિચકનાર હાથ પગ વિના હિંચકે છે અને હિંડોળો ડોલે છે, છતાં પોતે ડોલતા નથી. તે મનરૂપી હિંડોળો, નવદ્વારી નગરી રૂપી શરીરને વિષે જ્ઞાનરૂપી ગંગાના ઘાટ ઉપર હૃદયરૂપી અંતઃપુરમાં ઝુલી રહ્યો છે. તેના ઉપર ચિદાભાસરૂપી ઓપ ચડાવેલો છે, તેના ઉજાશરૂપી ચૈતન્ય પ્રકાશથી મનરૂપી હિડોળાનો ઘાટ બહુ દેદિપ્યમાન થઇ રહ્યો છે.

૧ મર–ભલે.
૨ એ ઉપદેશ સહસ્ત્રીના વાકયનો આશય છે.

દોર ઉપર જેમ સુરતા[3] નટ ચૂકે નહીં રે-જ્ઞાની૦ ૧

જળમાં[1] કમળો નિશદિન નાતાં, જળ સંગાતે જળમય થાતાં,
અસંગતા જેમ સંગ છતાં મૂકે નહીં રે- જ્ઞાની૦ ૨

હાવ ભાવ વિધ વિધના કરતી, આડી અવળી દૃષ્ટિ કરતી,
હેલ નજરથી યુવતી જેમ ચૂકે નહીં રે- જ્ઞાની૦ ૩

રસના[2] રસમાં રસમય બનતી, સ્વાદે સ્વાદે તન્મય થાતી,
અલેપતા જેમ લેપ છતાં મૂકે નહીં રે- જ્ઞાની૦ ૪

જ્ઞાની ગુરૂ ભગવાન મહાત્મા, પ્રપંચ રૂપ છતાં પરમાત્મા,
નિજ મહિમામાં રમતાં હદ મૂકે નહીં રે- જ્ઞાની૦ ૫

## શીતલતા.

### રાગ-મલાર કાનરો-તાલકવાલી.

( ગુરુ રામચરણ શિરનામું-એ ઢબ )

શીતળતા સભર ભરાઇ (૨)
તન શીતળ મન શીતળ શીતળ, રોમ રોમ હરખાઇ-
( ટેક. )

---

૩ સુરતા-અનુસંધાન.

૧ જેમ જળમાં રહેલું કમળ જળથી લેપાતું નથી તેમ જ્ઞાની ગૃહ વ્યવહારમાં રહ્યા છતાં કર્મવડે લેપાતો નથી. એ શ્લોકનું તાત્પર્ય બતાવેલું છે.

૨ હે રામચંદ્ર ! હાથ જેમ ઘીવડે લેપાય છે તેમ રસના એટલે જીભ ઘીવડે લેપાતી નથી. એ શ્રી યોગવાસિષ્ઠના શ્લોકનું તાત્પર્ય લીધું છે.

વિરાગ વાદળાં જ્ઞાન જળભરી, હૃદય ઘને[1] ઘેરાઇ,
શમ દમ યમ નિયમોની વૃષ્ટિ, સચરાચર છવરાઈ—
શીતળતા ૧

ભક્તિ ભૂમિકા પ્રેમ રસભરી, રસબસ થઈ ઉભરઈ,
ઉપરામ આરામની[2] બ્હાર અનુપમ, દેશદેશ[3] પથરાઈ—
શીતળતા ૨

ધન્ય ધન્ય કૃત કૃત્ય પ્રાપ્ત પ્રા,-પ્તવ્ય પદવી પરખાઇ,
ધન્ય ગુરૂ અહો શાસ્ત્ર ધન્ય અહો, આત્મ મધુર મધુરાઇ—
શીતળતા ૩

(૧) ઘન—આકાશ. (૨) આરામ—બગીચો.
(૩) દેશ દેશ શરીરના અંગો અંગરૂપી.

